५५५०

( कच्छना केळवणीखातासारु मंजूर थयेली )

# कच्छनी लघु भूगोळविद्या.

(इतिहास, धर्म, अने जूनी इमारतो संबंधी हकीकत तथा कच्छनां नकशा साथे)


कच्छना (माजी) एज्युकेशनल इन्स्पेक्टर

अने

महाराजाधिराज महाराव श्री सर खेंगारजी सवाई बहादुर जी. सी. आई. ई. ना विद्यागुरु

रावसाहेब दलपतराम प्राणजीवन खखर,

जे. पी.

एमणे रची.



मोटीसाथे आवृत्ति पांचमी

मुंबई:

श्री " गोवर्धन मुद्रालय "मां छापी.

संवत १९५३.—इसवी सन १८९७.




मूल मेरी ०॥= एटले १०)=॥

સરકારી કેળવણી ખાતાએ લાયબ્રરી અને
ઇનામ માટે **મંજુર** કરેલું

# શ્રી જગડૂ ચરિતનું ભાષાંતર.

હવે ફક્ત થોડી પ્રતો રહી છે. કિમ્મત **રૂપીઓ એક.**

## થોડાક અભિપ્રાયો.

**ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ**— (ઇંગ્રેજી ઉપરથી) મી॰ ખખ્ખરના પુત્ર (મગનલાલે) જગડૂ ચરિતનું ભાષાંતર કરી જૈન કોમને ઉપકૃત કરી છે.

**ઇન્ડીઅન સ્પેક્ટેટર**—(ઇંગ્રેજી ઉપરથી)–પુસ્તક ઘણું **ચિત્તાકર્ષક,** ભાષાંતર **યથાર્થ,** ભાષા સરળ અને છટાદાર, છે.

**સત્યમિત્ર**—તવારીખોમાં જેમ હાતમતાઇ પોતાની સખાવત માટે જહાં આશકારા બની પોતાનું નામ અમર કરી ગયા છે, તેજ મિસાલે **જગડૂ** પણ એક મહા પરોપકારી નર થઇ ગયો છે. ગ્રંથકર્ત્તાએ જગડૂચરિતનું સંપૂર્ણ ભાષાંતર બહાર પાડી એક અંધકારમાં રહેલી તવારીખ જાહેરમાં આણી જૈન કોમ ઉપર ઉપકાર કર્યો છે. ખરેખર જગડૂચરિત્ર એક વાચનના શોખને બરનું તેમજ ગમતને અનુસરતું પુસ્તક છે, જેની **એકેકી પ્રત દરેકને રાખવી** ઘટે છે, અને ઉમેદ છે, કે શ્રીમંત શેઠશાહુકારો એ ગ્રંથનો તેવો સારો ઉપયોગ કરાવવા ખાતર પોતપોતાનો અનુસરતો ફાળો આપવામાં પછાત પડશે નહીં, કે જેથી આવાં એક પુરાણા પુસ્તકને તન, મન, અને ધનને ભોગે જાહેરમાં લાવવાની ભાષાંતર કર્તાએ જે જેહમત ખેંચી છે, તેમને ઘટતું ઉત્તેજન મળવાથી, બીજાં એવાંજ પુસ્તકો પાછળ અભ્યાસીઓને પોતાનું ધ્યાન દોડાવવાનું ઉત્તેજન અને જોગવાઇ મળશે. પણ તેમ થાય તે પહેલાં વાંચનારી આલમ

(કચ્છના કેળવણીખાતા સારૂ મંજુર થયેલી.)



# कच्छनी लघु भूगोळविद्या.

(ઇતિહાસ, ધર્મ, અને જૂની ઇમારતો સંબંધી
હકિકત તથા કચ્છના નકશા સાથે કચ્છના
કેળવણી ખાતાના ઉપયોગ સારૂ.)


**કચ્છના (માજી) એજ્યુકેશનલ ઇન્સ્પેકટર**

અને

મહારાજાધિરાજ મહારાઓ શ્રી સર ખેંગારજી સવાઈ બહાદુર જી. સી.
આઈ. ઈ. ના વિદ્યાગુરૂ

**રાવ સાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર,**
**જે. પી.**

એમણે રચી.


**(મોટી સાથે) આવૃત્તિ પાંચમી.**




**મુંબઇ:**

શ્રી "ગોવર્ધન મુદ્રાલય" માં છાપી.

**વેચનારાઓ** { દરબારી બુકડિપો, ભુજ.
નાગોરી ચાંપસી ભીમરાજ, માંડવી.
પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજી, મુંબઈ.

સંવત ૧૯૫૩.—ઇસવી સન ૧૮૯૭.




**મૂલ્ય કોરી ૦ાા- એટલે રૂ ૦)ના**

સંસ્થાન કચ્છના મહારાઆધિરાજ

મીર્ઝાં મહારાવ શ્રી સર પ્રાગમલ્લજી બહાદુર,

જી. સી. એસ. આઇ.



એઓને

આ લઘુ ગ્રંથ,

પોતાની પ્રજામાં વિદ્યાવૃદ્ધિ અને સુધારો કરવામાં બહુ

ઉત્કંઠા ને પ્રેમ દેખાડે છે

તે સારૂ,

એમના આભારી સેવક ગ્રંથકર્ત્તા

દલપતરામ પ્રાણજીવન ખખ્ખર

એમણે

પરમસત્કારપૂર્વક

અર્પણ કર્યો.

# પ્રસ્તાવના.



મારી અસલ કચ્છની ભૂગોળવિદ્યામાંથી બાળક વિદ્યાર્થીઓને મૂળથી ઉપયોગી ધારેલો એવો ભાગ જૂદો પાડીને મેં આ લઘુ શાળોપયોગી ગ્રંથ કર્યો છે. એમાં વસ્તીના આંકડા સને ૧૮૯૧ની નવી ગણતરી પ્રમાણે મૂકયા છે, તથા સમયને અનુસરીને કોઇ કોઇ ઠેકાણે સહેજ ઉમેરો કર્યો છે. એ ફેરફાર કચ્છ કેળવણીખાતાના કેટલાએક અધિકારી તથા મહેતાજીઓએ મેળવેલા તથા મારા અનુભવને અનુસરીને કીધો છે. એની કિમ્મત પણ ઘણી ઘટાડી છે. પ્રશ્નોત્તર ચોપડીઓ ભારે નુકસાનકારક હોવાથી યુરોપના સર્વ દેશના કેળવણીખાતાએ તેનો નિષેધ કીધેલો છે, તેથીજ સરકારી કેળવણીખાતામાં કોઈ પણ પ્રશ્નોત્તર પુસ્તકનો ઉપયોગ નથી કરતા. તેમજ લૂખી લૂખી ભૂગોળ છોકરાંઓને યાદ રહેતી નથી માટેજ રસીક વિષય દાખલ કીધા છે. માટે તેવાં પ્રશ્નોત્તર કે લૂખાં પુસ્તકથી ચેતતા રહેવું. મૂળ ભૂગોળ કેવા શોધ અને શ્રમથી કીધેલી તથા તેના વિષે મેહેરબાન કાજી શાહબુદ્દિન, દિવાન બહાદુર મણિભાઇ, રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ, ખા. બ. જમશેદજી અરદેશર દલાલ, અને મરહુમ કર્નલ રીવ્ઝ તથા બીજા અધિકારીઓના કેવા ઉંચા અભિપ્રાયો છે તે મોટા ગ્રંથની ત્રીજી આવૃત્તિમાં છાપેલા છે તેથી આમાં દાખલ કીધા નથી.

મુંબઇ, તા૦ ૧ લી મે, સને ૧૮૯૭.<br>નં૦ ૧૧ દાદીશેઠ અગિયારી લેન.<br>રામવાડી, કાળકાદેવીનો રસ્તો.

**દ૦ પ્રા૦ ખ૦**

# महेताजीओने सूचना.

પરીક્ષા ટાણે જોવામાં આવ્યું છે કે કેટલાક મહેતાજીઓ ચોપડી શીખવવા પહેલાં તેની પ્રસ્તાવના કે "મહેતાજીઓને સૂચના" ઉપર જરાએ લક્ષ આપતા નથી, તેથી જેવી રીતે પુસ્તક શીખવવું જોઇએ તેવી રીતે શીખવાતું નથી, અને પરીક્ષા વખતે પરિણામ જેવું જોઇએ તેવું આવતું નથી. આ ભૂગોળ અથવા બીજી બધી શાળોપયોગી ચોપડી શીખવવા અગાઉ મહેતાજીઓ સૂચના ઉપર ધ્યાન આપશે તો ઓછી મહેનતે સારૂં પરિણામ જરૂર આવશે; માટે મહેતાજીઓએ શીખવવા પહેલાં સૂચના ઉપર જરૂર ધ્યાન આપી શીખવવું.

કેટલાક મહેતાજીઓ જે પહેલાં લખ્યું હોય તેજ શીખવવું એમ સમજી એકદમ વ્યાખ્યાઓ ગોખાવવા માંડે છે; પરંતુ છોકરાઓને તે એકદમ સમજ ન પડવાથી બરોબર આવડતી નથી. પ્રથમ તો જે તાલુકામાં નિશાળ હોય તે તાલુકાથી છોકરા વાકેફ હોય માટે તે શીખવવા માંડવો. છોકરાને હરેક વાત શીખવતી વખતે જાણ્યા ઉપરથી અજાણ્યા ઉપર હમેશ લઈ જવા; એટલાજ માટે જે વાતની મોટા માણસને સમજ પડતી નથી તે તેને પણ જાણીતું દૃષ્ટાંત આપીને સમજાવવામાં આવે છે. ભૂગોળ શીખવતાં પહેલાં જે ઓરડામાં વર્ગ હોય તેની દિશા છોકરાઓ પાસે કહેવડાવી કાળા પાટીઆ ઉપર લખવી, ત્યાર પછી પાટીઆ ઉપર તે ઓરડાના ભોંયતળીઆનો નકશો છોકરાઓને પૂછી પૂછીને ચાકવતી કહાડવો. બીજા ઓરડાઓનો એવીજ રીતે નકશો કહાડી તમામ નિશાળનો નકશો પૂરો કરી તેમને સમજાવવું કે આ નિશાળ મોટી છે તેનો આ નાનો નકશો છે, તેમજ કચ્છ મોટું છે તેનો કાગળ ઉપર આ નાનો નકશો

કરેલો છે. એથી નકશો એટલે શું તેનું જ્ઞાન ભણનારને થશે. નિશાળની જગા લાંબી હોય તો તેનો જાણી જોઇને ચોરસ નકશો અને ચોરસ હોય તો લાંબો પાડી છોકરાઓને પૂછવું કે આ બરાબર છે? સ્વાભાવિક રીતે હુશિયાર છોકરાને શક આવશે, ને તે બોલી ઉઠશે કે આ બરાબર નથી. પછી તેમની પાસે ખરૂં કહેવડાવી નકશો સુધરાવવો, જેથી તેમના મનપર બરાબર ઠસશે. એ કરી રહ્યા પછી નિશાળની બાજુની દિશા પ્રમાણે થોડાંક ઘરો, શેરીઓ, કે ખાલી જગાઓ જે હોય તે પાડીને છોકરાને પૂછી તેમની પાસેજ કહેવડાવવું કે આ તે ફલાણી જગાનો નકશો છે. તે પૂરો થઇ રહે કે આગળ વધવું—ગઢ હોય તો તે આળેખવો, તેમાં મુખ્ય રસ્તા હોય કે દરબાર ગઢ હોય તેનાં નિશાન પણ પાડવાં, અને છોકરાઓ પાસે તે ઓળખાવતા જવું. ત્યાર પછી તે ગામની આસપાસ બીજાં ગામો હોય તે પોતાના ગામના નાકા (દરવાજા કે ઝાંપા) બહારથી જે દિશા તરફ રસ્તો જતો હોય તે તરફ રસ્તાની લીટી દોરી અંતરના પ્રમાણમાં છેડે ટપકું મૂકી છોકરાઓને પૂછવું કે આ ઠેકાણે કયું ગામ આવ્યું? છોકરા ખરૂં કહે તે મૂકવું. એ પછી તળાવ, નદી, ડુંગર, વિગેરે સારૂ નકશામાં કેવાં ચિન્હથી બતાવવામાં આવે છે તે પાડીને સમજણ પાડવી. ત્યાર પછી ગામની આસપાસની નદી, તળાવ, ડુંગરો વિગેરે પાડીને પૂછવું. પ્રથમ ગામનો એકલોજ નકશો પાટીઆપર કહાડવો, તે પછી તે ભૂસી નાંખી નાના પ્રમાણમાં તેજ પાડી આસપાસનાં ગામો વિગેરે ઉપર કહ્યું તેમ પાડવાં; તે ભૂસી આસપાસનાં બીજા ગામો, ડુંગર, નદી, વિગેરે બતાવવાસારૂ તેથી ઓછા પ્રમાણમાં ધરવાં. તેની સાથે એ વિષયમાં રસ પડે એવા ઇતિહાસિક, હુન્નર. ખેતી, દેવસ્થાન

મેળા, વિગેરે સંબંધી હકિકતો કહેવી. એ પ્રમાણે આખા તાલુકાનો નકશો પૂરો કરવો ને તેમાં વારંવાર છાપેલો નકશો બતાવવો, પછી તે શીખવી રહ્યા એટલે પડોસના તાલુકાનો નકશો એનાથી નાના પ્રમાણમાં એવીજ રીતે કહાડી તેની મોટી મોટી વાતો એજ પ્રમાણે શીખવવી. એ પ્રમાણે પોતાના તાલુકાની આસપાસના તાલુકાના નકશા શીખવી રહ્યા પછી તેની પડોસના તાલુકા તેની સાથે સાંધી નકશા પાડી શીખવવા. એ પ્રમાણે આખા કચ્છનો નકશો શીખવવો. તેમાં જેમ જેમ દૂર જઈએ તેમ તેમ ઝીણી બાબતો પડતી મૂકી મોટી શીખવવી. પોતાનો તાલુકો તથા પોતાની ચારે દિશાપર લગોલગ બે ત્રણ તાલુકા આવેલા હોય, તે શીખવવા, પછી ભૂગોળનું બીજું પ્રકરણ શીખવવું. એમાં તમામ ઝીણા અક્ષરોથી નોટ છે તે છોકરા સારૂ નથી. બીજા પરગણામાં બાળબોધ અક્ષરથી જે છાપેલું છે તે સઘળું મોઢે જરૂર આવડવું જોઇએ. પોતાના પરગણાવિષે ઝીણા અક્ષરવાળું લખેલું છે તેતો છોકરાઓને મહેતાજીએ કહેવું જોઇએ, તેમજ રણવિષે સાધારણ જ્ઞાન આપવું. નદી, ડુંગર, વિગેરે જેમ જેમ આવતાં જાય તેમ તેમ તેની પાટીઆપર ઉપર કહ્યા પ્રમાણે સમજ પાડવી; પછી તેની વ્યાખ્યા ગોખાવવી. પરંતુ ભૂગોળના આરંભેજ વ્યાખ્યા ગોખાવવી નહીં. રાજ્યરીતિમાંથી બારીકીથી શીખવવાનું નથી; પરંતુ તેનું સાધારણ જ્ઞાન મળે તો બસ છે. એ થઈ રહ્યા પછી પડોસના **સિંધ, કાઠિયાવાડ,** અને ગૂજરાતની **ભૂગોળ, હોપસાહેબની ભૂગોળવિદ્યાનાં મૂળતત્વો, ભાગ ૧** લામાંથી શીખવવી. તે કેવી રીતે અને કેટલી શીખવવી તે વિષે તે ભૂગોળમાં મહેતાજીઓને સૂચનામાં જણાવેલું છે.

# કચ્છની લઘુ ભૂગોળવિદ્યા.

## પ્રકરણ ૧ લું.

### ભૂગોળનું સામાન્ય વર્ણન.

### પૃથ્વીનો આકાર, પરિમાણ, ગતિ, અને દિશા.

**ભૂગોળવિદ્યા** શબ્દનો અર્થ—ભૂ એટલે પૃથ્વી, ગોળ એટલે ગોળો, અને વિદ્યા એટલે જ્ઞાન—પૃથ્વીના ગોળાવિષેનું જેથી જ્ઞાન થાય તે. પૃથ્વી ગોળ છે એ ઘણા કારણોથી જાણી શકાય છે: એક તો એ કે જે લોકો વહાણમાં બેસીને તેની ચારે મેર ફરી આવ્યા છે તેઓ જે સ્થળેથી નીકળેલા તેજ સ્થળે ઘણું કરીને દિશા ફેરવ્યા વગર પાછા આવ્યા છે, બીજું પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર ગ્રહણ વખતે પડે છે તે ગોળ દેખાય છે, ત્રીજું ઉત્તર દિશાએ જેમ જેમ જઇએ તેમ તેમ ઉત્તર ધ્રુવનક્ષત્ર ઊંચે આવતું જણાય છે અને દક્ષિણ તરફ જઇએ તો તે નીચું થતું થતું અંતે દેખાતું બંધ થઇ જાય છે, ચોથું પૂર્વ દિશા તરફના દેશોમાં પશ્ચિમના દેશો કરતાં સૂરજ પેહેલો ઉગતો દેખાય છે, અને પાંચમું દૂરના પદાર્થનો ઉપલો ભાગ પહેલો અને નીચેનો ભાગ પછી જેમ જેમ પાસે આવતો જાય તેમ તેમ દેખાય છે, તે આંખ અને તે પદાર્થ વચે પૃથ્વીનો ગોળ ભાગ આવી જવાને લીધે છે. પૃથ્વી સંપૂર્ણ ગોળ નથી; ઉત્તર દક્ષિણ નારંગીની પેઠે કાંઇક ચપટી છે.

પૃથ્વીનો પરિઘ એટલે ઘેરાવો સુમારે ૨૪,૮૭૬ મૈલ છે અને તેનો વ્યાસ—એટલે એક છેડેથી મધ્ય બિંદુમાં થઇને બીજા છેડા સૂધીની દોરી—૭,૯૧૨ મૈલ છે. પૃથ્વીની બધી

સપાટીનો સુમારે એક ભાગ જમીન અને ત્રણ ભાગ પાણી છે. પૃથ્વી સ્થિર દેખાય છે પણ તે સ્થિર નથી— એ તો સદા ફરતી છે. એને બે ગતિ છે. એક પોતાની ધરીપર પોતાની આસપાસ પશ્ચિમથી પૂર્વ ભણી ફરે છે તેથી સૂર્ય, ગ્રહ, અને તારા પૂર્વથી પશ્ચિમ ભણી જતા દેખાય છે અને તેથી રાત અને દિવસ થાય છે; અને બીજી એમ ફરતાં છતાં સૂર્યની આસપાસ વરસ દહાડે એકવાર ફરી રહે છે તેથી ઋતુ તથા વરસ થાય છે.

જે તરફ સૂર્ય ઉગતો દેખાય છે તે પૂર્વદિશા, પૂર્વ તરફ મ્હો કરીને ઉભીએ તો વાંસા ભણી પશ્ચિમ દિશા, ડાબા હાથ તરફ ઉત્તર દિશા, અને જમણા ભણી દક્ષિણ દિશા, જાણવી. એ મુખ્ય ચાર દિશા છે. એ સિવાય ચાર ખૂણા છે— અગ્નિ, નૈર્ઋત્ય, વાયવ્ય, અને ઈશાન.




---

## જમીન અને પાણીના ભાગ.

જમીન પૂર્વ ગોળાર્ધમાં અથવા ઉત્તર ગોળાર્ધમાં બીજા ગોળાર્ધ કરતાં ઘણી છે. જમીનના બે ભાગ કીધા છે. પૂર્વ કે પ્રાચીન મહાદ્વીપ અને પશ્ચિમ કે નવો મહાદ્વીપ. નવો એટલા માટે કે કોલમ્બસ નામના વહાણવટીએ ઈ. સ. ૧૪૯૨ માં શોધી કહાડ્યા અગાઉ તે જૂના મહાદ્વીપના લોકોને માલમ ન હતો.

---

# जमीनना भागनी व्याख्या.

૧. જેમાં ઘણા દેશ આવેલા હોય એવા જમીનના મોટા ભાગને खंड કહે છે. પૂર્વ મહાદ્વીપમાં एशिया, युरोप, અને आफ्रिका એ ત્રણ ખંડો છે, ને પશ્ચિમ મહાદ્વીપમાં એકજ अमेरिका ખંડ છે તેના उत्तर अमेरिका અને दक्षिण अमेरिका એવા બે ભાગ છે. એ સિવાય आस्त्रेलेशिया અથવા ओशियानिया નામે એક પાંચમો ખંડ કોઈ ગણે છે. તે પાસિફિક મહાસાગરમાંના બેટોનો બનેલો છે.

૨. જમીનનો જે ભાગ ચોતરફ પાણીથી વિંટાયલો હોય તેને द्वीप, बेट, કે टापु કહે છે.

૩. જમીનનો જે ભાગ ઘણી બાજુએ પાણીથી વિ-ટાયલો છતાં એક બાજુએ જમીન સાથે સંધાયલો હોય તેને द्वीपकल्प કહે છે.

૪. બે બાજુએ પાણી હોય એવો જમીનનો જે સાં-કડો ભાગ જમીનના બે મોટા ભાગને સાંધે તેને संयोगी-भूमि કહે છે.

૫. જમીનની જે અણી વધીને સમુદ્રમાં ગયેલી હોય તેને भूशिर કે भूशलाका કહે છે. તેના છેડાને बिंदु કહે છે.

૬. પૃથ્વી ઉપર ઘણા ઊંચા લાંબા અને પહોળા ટેકરા હોય છે તેને पहाड કે डुंगर કહે છે. એવા એવા ઘણા ટેકરા એક બીજા સાથે સંધાઈને ઘણા ગાઉ સુધી લાંબા ચાલ્યા ગયા હોય તેને पर्वत, અને બહુ ઊંચા નહીં હોય અને બહુ લાંબા ન ગયા હોય તો તેને धार કહે છે.

## પાણીના ભાગની વ્યાખ્યા.

૧. પૃથ્વીના મોટા ભાગ ઉપર ફેલાયલો જે પાણીનો સમુદાય તેને મહાસાગર કહે છે.

પૃથ્વીપર મહાસાગર તો એકજ છે, પણ તેના પાંચ ભાગ કલ્પેલા છે. તે પૃથ્વીના ખંડને મળતા સમજવા.

૧. પાસિફિક મહાસાગર એ સર્વેથી મોટો એશિયા અને અમેરિકા ખંડની વચ્ચે છે.

૨. આટલાંટિક મહાસાગર તેથી ઉતરતો છે. એની પૂર્વે યુરોપ અને આફ્રિકા, તથા પશ્ચિમે અમેરિકા ખંડ છે.

૩. હિંદી મહાસાગર તેથી નાનો એશિયાની દક્ષિણેછે.

૪. ઉત્તર મહાસાગર તેથી નાનો ઉત્તરધ્રુવની આસપાસ છે.

૫. દક્ષિણ મહાસાગર દક્ષિણધ્રુવની આસપાસ છે.

૨. જમીનને લગતો મહાસાગરનો જે મોટો ભાગ તે સમુદ્ર કે સાગર. એ જમીનના દેશને કંઇક મળતો સમજવો.

૩. સમુદ્રનો જે ભાગ જમીનથી ઘણો ખરો ઘેરાયલો હોય તેને અખાત કહે છે. જમીનના દ્વીપકલ્પથી ઉલટો.

૪. અખાતનું મ્હો પહોળું હોય તેને ઉપસાગર કહે છે.

૫. પાણીના બે મોટા ભાગને જે પાણીનો નાનો ભાગ સાંધે તે સામુદ્રધુની. જમીનની સંયોગીભૂમિથી ઉલટી.

૬ પાણીનો જે ભાગ જમીનથી ચોતરફ ઘેરાયલો હોય તેને સરોવર કહે છે. નાનો હોય તો તેને તળાવ કહે છે. જમીનના દ્વીપથી ઉલટું.

૭. પાણીનો જે પ્રવાહ પર્વત અથવા સરોવરમાંથી નીકળી ઢળતી જમીનપર થઈને સમુદ્ર કે સરોવરને મળે તેને નદી કહે છે. નદી જ્યાંથી નીકળે તે તેનું મૂળ, અને જ્યાં મળે તે તેનું મુખ કહેવાય છે. એને મળતો જમીનનો ભાગ નથી.

૮. સમુદ્રનો સાંકડો પટ કે ભાગ જમીન ઉપર ધસી આવે તેને ખાડી કે નાળ કહે છે. ખાડીમાં કે નદીના મુખમાં વહાણ આવી માલ જે જગાએ ચઢાવે ઉતારે તેને બંદર કહેછે.

૯. એક દિશામાંથી બીજી દિશામાં જે નદીઓના સમુદાયનું વહેવું તેને નદીક્રમ કહે છે

૧૦. અમુક ઉંડાણ પ્રદેશ, જેની સામ સામેની દિશામાંથી પાણીનું વહેવુ થાય તેને જળક્ષેપ પ્રદેશ કહે છે, કારણ તેના પેટ કે તળમા પાણીનો સંગ્રહ ભરાઇ રહેલો હોય છે.

૧૧. જે જગોએ ઘણા ગાઉ સુધીમાં રેતી હોય અને ઝાડ અથવા પાણી ન હોય, અથવા જે થોડી મુદત સુધી ખારા પાણીથી છવાઇ જાય, તેને રણ કહે છે.

---

# કચ્છનો લઘુ ભૂગોળવિદ્યા.

---

## પ્રકરણ ૨ જું.

### સામાન્ય વર્ણન.

**મર્યાદા**—કચ્છની ઉતરે, પૂર્વે અને અગ્નિકોણમાં રણ છે, દક્ષિણે અને નૈર્ઋત્યે કચ્છનો અખાત અને આરબી સમુદ્ર છે, અને પશ્ચિમે તથા વાયવ્યે સિંધુની કોરી નામે શાખા અથવા રણ છે. રણની પેલીમેર સિંધના નગરપારકર વિગેરે પરગણાં આવેલાં છે.

# કચ્છના નીચે લખ્યાં તાલુકા રાજકીય કામો સારૂ કર્યા છે.

તાલુકા. મુખ્ય ગામ.

૧. રાપર—રાપર, પળાસવા, બેલા, ફતેગઢ, રવ, આદિસર, ગેડી, ભીમાસર, કીડીઆનગર, ચિત્રોડ, સણુવા, જાટાવાડા, ગાગોદડ, સઈ, હમીરપર મોટી, લોદ્રાણી, મોઆણું, ત્રંબૌ, કહાનમેર, રામવાવ, બહાદરગઢ, વિગેરે.

રાપર પેટામાં ખડીરથાણું—ગઢડો, ધોળાવીરો, વિગેરે.

૨. ભચાઉ—ભચાઉ, લાકડીઉ, ચોબારી, વોંધ, મનફરો, આધોઇ, વાંઢીઉં, અને શિકારપુર.

૩. અંજાર—અંજાર, તૂણાબંદર, દુધઈ, ખેડોઇ, ખારીરોહર, ગળપાદર, અને મોટી નાગલપર.

૪. ભૂજ—ભૂજનગર, માનકૂવો, માધાપર, પદ્ધર, ભારાપર, લોડાઇ, અને કેરો. પેટામાં ખાવડા થાણું-ખાવડા.

૫. મુંદ્રા—મુંદ્રા, ભદ્રેશ્વર, ભુજપર, વડાળા, ગુંદાળા, દેસલપર, બેરાજા, રતાડીઓ, ઝરપરો, મોટો કાંડાગરો, પત્રી, અને કપાયો.

૬. માંડવી—માંડવીબંદર, ગુંદીઆળી, બિદડા, કોડાય, ગોધ્રા, કોટડી, સાભરાઈ, બાડા, લાયજા, નાગ્રેચા, આસંબીઆ, ફરાદી, ગઢસિસો, મસ્કા.

૭. અબડાસા—જખૌબંદર, નળીઆ, બિટ્ટા, કોઠારા, તેરા, સુથરી, મોથાળા, સાંધાણ, અને વિંઝાણ.

પેટામાં नखत्राणा थाणुं—નખત્રાણું, રોહા, મજલ, વીરાણી, નેત્રા, ખોંભડી, નીરોણા, અને બિબ્બર.

૮. लखपत—લખપત બંદર, કોટેશ્વર બંદર, નારણસર, માતાનો મઢ.

**વિસ્તાર અને વસ્તી**—એ દેશની સૌથી ઘણી લંબાઇ ૧૭૦ મૈલ અને સૌથી ઘણી પહેળાઇ ૫૦ મૈલ છે. એની પહોળાઇ એક ઠેકાણે માત્ર ૧૫ મૈલજ છે. કચ્છનો વિસ્તાર (રણ બાદ કરતાં) આસરે ૬,૫૦૦ ચોરસ મૈલ છે, અને એકલા રણનો વિસ્તાર આસરે ૯,૦૦૦ ચોરસ મૈલ છે. એમાં ૯૩૫ ગામ તથા ઇ સ. ૧૮૯૧ ની વસ્તીની ગણતરી પ્રમાણે ૫,૫૮,૪૧૫ માણસની વસ્તી છે.

**કિનારો**—કચ્છનો આકાર લાંબા વાંકા તુંબડા જેવો છે. જ્યારે રણમાં પાણી ફરી વળે છે ત્યારે કચ્છ ટાપુ થઇ રહે છે; પરંતુ વહાણને ઉપયોગનો કિનારો આસરે ૨૦૦ મૈલ છે, અને તે દાંતાવાળો ન હોતાં ઘણોખરો એક સરખો છે.

**મુખ્ય બંદર**—खारीरोहर, तूणा, मुंद्रा, मांडवी, जखौ, कोटेश्वर, અને लखपत.

**ભૂશિર**— नवीनाळ बिंदु, कनखोइनी भूशिर, બન્ની આગળ लूणार्नी भूशीर.

**દ્વીપકલ્પ**—वन्नी, वागड, प्रांथळ.

**દ્વીપ કે ટાપુઓ**—એમાંના કેટલાક કિનારા પાસે અને ઘણાખરા રણમાં છે, પણ રણ સુકાય ત્યારે ત્યાં પગ રસ્તે જવાય છે. રણમાં મુખ્ય पच्छम, खडीर, कूआरी बेट, घंघारा बेट, गोणियादो बेट, બે बनिआर बेट, તથા घंगला, અને लाकडा बेट છે. દરિયાના બેટોમાં જખૌ પાસે आडोधक,

લૂણ કે ધ્રગડ, જોગીયરી કે પીરશેખરાન, પીરહાજી હબ્રામ ટાપુ, લાણાકાણ, ખેરલો, ચવડો, સપથરો, વગથરો ઇત્યાદિ.

**પર્વતોની ધાર**—કચ્છમાં છૂટા છૂટા ડુંગર ઘણા છે, પરંતુ પર્વતની મુખ્ય ત્રણ ધાર થઇ શકે છે. એક ઉત્તરધાર પચ્છમ, ખડીર, અને પ્રાંથળમાં થઈને જાય છે; એ કાળો, ઉંચાઇ ૧૪૩૭ ફૂટ, રાયમલરો, ખડીરવાળો, માંજડો, લક્કી, અને પ્રાંથળવાળો ધોળો, નીલવો, અને મોઆણીઓ વિગેરે ડુંગરો મળીને થઈ છે. મધ્યધાર એ ધાર ઘણીખરી કચ્છને ઉત્તર કિનારે રણપર પૂર્વ પશ્ચિમ આવેલી છે, તે જોગીકા ભિટ, ઝારો, કીરો, કરાકાસમ, (કણેરો), ધીણોધર, ઉંચાઇ ૧૨૬૮ ફૂટ, વારાર, ઝુરો, હબાય, અને કાસના ડુંગર મળીને થઇ છે. દક્ષિણધાર એ કચ્છના મધ્ય ભાગને ઉંચો પ્રદેશ કરી મૂકે છે અને તે પશ્ચિમમાં મઢ પાસેથી ચાલી તે રોહા પાસે રોહાનો ડુંગર, નનામો, ઉંચાઇ ૧૪૨૪ ફૂટ, ધ્રબવો વિગેરેથી મધ્યમાં ચાડવા, લક્કી, ખાત્રોડ, ઉંચાઇ ૧૧૪૨ ફૂટ, ધોળો વિગેરેને મળી છેક અંજાર સુધી પૂર્વમાં ગઇ છે. મઢ પાસેથી એક ધાર પશ્ચિમમાં ગોધાતડ સુધી ગઇ છે. ચાડવાને સંધાતી એક નાની ચિત્રાણાની ધાર સિસાગઢ પાસે છે, તે છેક અંજાર સુધી જાય છે.

**મુખ્ય નદીઓ**—આ પ્રાંતમાં બારે માસ વહેતી નદીઓ જૂજ છે. ઘણાંખરાં તો નાળાં છે. તે જ્યારે વરસાદ પડે ત્યારે જોસથી એકદમ ધસી આવે ત્યારે ઉતરવાં બહુજ મુશ્કેલ હોય છે, પરંતુ વરસાદ રહી ગયો કે માત્ર તેના પહોળા રેતીવાળા માર્ગની નિશાની અને ઉંચા કિનારા સિવાય બીજુ કાંઈ જણાતું નથી. કેટલાંકમાં ઠેકાણે ઠેકાણે પાણીના ધ્રા બારે માસ રહે છે. નદીના મુખ્ય બે ભાગ થઈ શકે છે,

એક ઉત્તરવાહિની અને બીજી દક્ષિણવાહિની. તે ઘણું કરીને દક્ષિણ ધારમાંથી નીકળીને ઉત્તર કે દક્ષિણ દિશા લે છે. ઉત્તર વાહિની ઘણું કરીને ખારી, અને દક્ષિણ વાહિની ભાંભળ કે મીઠી હોય છે. એકજ નદી એક ઠેકાણે ખારી અને બીજે ઠેકાણે મીઠી કે ભાંભળ હોય છે.

**ઉત્તરવાહિની**—खारी એ ચાડવામાંથી નીસરી ભારા-પર, માનકૂવા, કલ્યાણપર, અને રૂદ્રાણીના દેવળ પાસે થઇ રણમાં પડે છે. એને એક પાટ નદીનો ફાંટો તથા બીજો મીઠાવો લક્ષીમાં છોટા જદુરા પાસેથી નીકળી રૂદ્રાણી આગળ મળે છે; सारण એ ચિત્રાની ધારમાંથી નીકળી ભુજપર, દુધઇ, અને ધમડકા પાસે થઇ રણમાં પડે છે; झुरणवाळी ધાણેટીના ડુંગરમાંથી નીકળી ઝુરણ પાસે રણમાં મળે છે; सामंत्रावाळी ચાડવામાં વાડા પાસેથી નીકળી ઝુરા આગળ રણમાં મળે છે; धुड्ड રોજલામાંથી નીકળી થરાઊડા પાસે થઇ નીરોણા આગળ રણમાં મળે છે; भूखी અંગીઆ પાસે વિથોણીઆમાંથી નીસરી ધીણોધર પાસે થઈ રણમાં પડે છે; धुड्ड के डोणवाळी ઉધલડી, ગુંતરી પાસે થઇને છારી આગળ રણમાં પડે છે; नेत्रावाळी નેત્રા પાસેના ડુંગરમાંથી નીકળી ગજણસર આગળ થઈને રણમાં પડે છે; काळी સાણંધ્રા પાસેના ડુંગરમાંથી નીકળી ઢઢાપર પાસે થઈ, અને कपुरासीवाळी સુરાંભ્રરીના ડુંગરમાંથી નીકળી કપુરાસી પાસે થઇ, કોરીમાં પડે છે.

**દક્ષિણવાહિની**—रूकमावती અથવા खारी ચાડવામાંથી નીકળી ઢીઢ આગળ થઇ માંડવીની ખાડીમાં પડે છે; खरोड નનામાની દક્ષિણધાર આગળ કુરબી પાસેથી નીકળી ગોધ્રા પાસે થઈ આસાર આગળ કચ્છના અખાતમાં પડે છે; साई ચિત્રાણામાં ચિઆસર આગળથી નીસરી સાભરાઈ

પાસે થઇ બાંભણાઇ આગળ કચ્છના અખાતમાં પડે છે; કનકાવતી રોઝડાના ડુંગર પાસેથી નીકળી વિંઝાણ અને સાંધાણ આગળ થઇ સમુદ્રને મળે છે; નાયરો કુન્દ્રા આગળથી નીકળી કોઠારા અને રાપર અગળ થઇ સમુદ્રને મળેછે; રાણીઆરો કાળા તળાવ પાસેથી નીકળીને નળીઆ પાસે થઇ જખૌની ખાડીમાં પડે છે; તેરાવાળી વમોટી પાસેના ડુંગરમાંથી નીકળી તેરા અને છસરા પાસે થઇ, તથા ચરોપડીવાળી સારણ પાસેના ડુંગરમાંથી નીકળી ચરોપડી અને સુઆરી પાસે થઇ જખૌની ખાડીમાં પડે છે; ભૂખી ચકાર પાસે ધોળામાંથી નીસરી વાંકી અને પત્રી વચ્ચે વહી, મથા પાસે થઇ મુંદ્રાની ખાડીમાં પડેછે, એને ચકાર આગળ નેરણ કહેછે.

**સરોવર**—આ પ્રાંતમાં કોઇ મોટાં સરોવર નથી. પાણી સારૂ તળાવ ખોદાવેલાં ને કેટલાંક બંધાવેલાં પણ છે. ચાડવામાં એક જુનું બંધાવેલું તળાવ છે તેનો જીર્ણોદ્ધાર કરાવી તેનું નામ પ્રાગસર પાડ્યું છે. ભૂજમાં હમીરસર, અંજારમાં સિદ્ધસર, જેનું પાતાળી પાણી હમેશાં છલ્યું જાય છે, અંજાર પાસે નીગાળનું તળાવ, અને ડુંગરમાં શિણાયનું, તથા ભીમાસર પાસે ચકાસર છે

**રણ**—એ કચ્છની વાયવ્ય, ઉત્તર, અને ઇશાન કોણમાં નીચી જમીનનો ખારો પટ છે. એમાં ચૈત્ર વૈશાખમાં પવનના જોરથી કચ્છના અખાત વાટે અને કોરી વાટે દરિયાનું પાણી, તથા ચોમાસામાં બનાસ અને લૂણી નદીમાં પૂર આવે છે તેનું પાણી, અને વરસાદનું પાણી આવે છે ત્યારે સમુદ્ર સરખું થઇ કચ્છને ટાપુ બનાવી મૂકે છે. વખતે એ રણ એકથી પાંચ ફૂટ ઊંડું હોય છે અને તે ઉતરવું બહુજ મુસ્કેલ પડે છે વરસાદ વીત્યા પછી એ પાણી જઇ હળવે હળવે સુકાઇ જમીનની સપાટીપર કડવા મીઠાના થર બાઝી રહે છે.

રણ એ અસલ ભૂમધ્ય સમુદ્ર હતો, અને તેમાં વહાણ ચાલતાં તેથી તેને કિનારે જૂનું વાલીનગર, જેને હમણાં વિરાવાવ કહે છે તે તથા બીજાં બંદરો હતાં; પણ ધરતીકંપને લીધે જમીન ઊંચી થવાથી સમુદ્ર હઠી ગયો અને હવે માત્ર ચોમાસામાં પાણી ભરાય છે. ભાંગેલું વહાણ તથા લંગર અને વહાણના ખીલા ઊંડાણમાંથી નીકળવાથી નકી થાય છે કે એ રણ એક વાર સમુદ્ર હતો. અહીં ઉન્હાળામાં બરફ જેવા ચળકતાં મીઠા ઉપર સૂર્યનાં કીરણ પડવાથી મૃગઝાંઝવાનો અદ્ભુત દેખાવ થાય છે. રણને કિનારે એક જાતનો મોટો અને મજબૂત ગધેડો થાય છે તેને ખર કે ખુરચર ગધેડો કહે છે. એનાં ૬૦-૭૦ નાં ટોળાં ભટકતાં ફરે છે.

**જમીન તથા ખેતી**—આ પ્રાંતની જમીન મધ્ય ભાગે ડુંગરાળી, પથરાળી, તથા ઘણે ઠેકાણે ખરઅચડી છે, કિનારાની સપાટ ફળવંત ગોરાડુ છે, ઉત્તરમાં તથા વાગડમાં રેતી સાથે મળેલી ગોરાડુ છે. જમીનનો ૧ ભાગ રેતાળ, ૧।। ભાગ ગોરાડુ, ૦।। ભાગ ઉંચ પ્રતિની, અને ૧ ભાગ ડુંગરાળી છે.

બીજા પ્રાંતો સાથે સરખાવતાં આ દેશમાં વરસાદની ટાંચ નદી નહીં જેવી તેથી લોકો કૂવા ખોદાવી, વાંડી કરી, કોસથી પાણી પાય છે. કાંઠી તથા અબડાસાના લોકો જમીન ખેડવામાં સારી મહેનત લે છે, પરંતુ વાગડ, પાવર, મીઆણી, ગરડા વિગેરેના લોકો ખેતી ઉપર બહુ મહેનત લેતા નથી. ખેતર તો લોકો જ્યારે વરસાદ આવવાનો હોય ત્યારે ઉપર ઉપરથી ખેડી બી વાવે છે, તેથી પાક સારો ઉતરતો નથી.

**પેદાસ**—એમાં મગ, મઠ, ગૂઆર, જૂઆર, ઘઉં, જવ, બાજરો, ચોળા, નાગલી, ચણા, અડદ, છાસટીઓ, તલ, સરસિઆ, રાઇ, ચિણો વિગેરે જાતનાં ધાન્ય થાય છે. પણ એ ધાન્ય આખા પ્રાંતને પૂરું ન પડતાં બહારથી આણવું પડે છે. સિવાય રૂ, એરંડી, શેરડી, તમાકુ, ગુંદર, ગૂગળ, તથા કેટલીક ઔષધિ થાય છે. ફળમાં ખારેક, આંબા, દાડમ, જામફળ, દરાખ, કેળાં, લીંબુ, ચીભડાં, તળીઆં અને સિતાફળ થાય છે. મોટાં ઝાડમાં આંબલી, લીંબડા, બાવળ,

વડ, પીપળા, પીપળી, ખાખરો, અરણી, પીલુ કે જાળ, ખેર, ગૂગળનું ઝાડ, સેઝાડ, બોરડી, ખીજડી, અને ખીજડા ડુંગરોમાં તથા ગામોની આસપાસ થાય છે. બળતણ સારૂ ચેરિયાં ( તમરીઆં ) દરિઆમાં થાય છે. બન્ની પરગણામાં તથા આ-વડા વિગેરે ડુંગરોમાં ખડ બહુ થાય છે, ત્યાં પુષ્કળ પાળેલાં જનાવર ઉછરે છે. ખડ કે ઝાડનાં રક્ષણ સારૂ બંદોબસ્ત છે તેને રખાલ કહે છે. એવી ઘણી રખાલો છે.

**જનાવર**—ઘોડા, ઉંટ, બળદ, ભેંસ, ગધેડા, કુક્કર, હરણ, ચિત્તા, વિગેરે. તેમાં ઘોડા, બળદ, ને ઉંટ વખણાય છે.

**ખનિજ પદાર્થ**—કોયલા, લોઢું, ફટકડી, સુવર્ણમુખી' સુરોખાર, મીઠું, રાતા, પીળા, કાળા, આસમાની અને ધોળા, ઇમારતમાં શોભે અને ઓપ ચહડે એવા આરસના તથા બીજા પથ્થર, ગેરૂ, કાચો, ખડી, ધોવાની માટી, પાપડખાર, આશાપુરી ધુપ, ચીરોડી, અને પ્લાસ્ટર આવ પારીસ તથા પોર્ટલાંદસીમેન્ટ કરવાના પદાર્થો, ઍલ્યુમિનમ, ગંધક, તથા બીજા પદાર્થો નીકળે, પણ પૂરતો શોધ થયો નથી.

**હવા**—બીજા પ્રાંત સાથે સરખાવતાં કચ્છની હવા ઘણી સખ્ત નથી; પરંતુ તે શરીરને સુખાકારીવાળી અને માફકછે. ચૈત્ર અને વૈશાખમાં માહેલા ભાગમાં ખૂબ ગરમી પડે છે, તેથી સખ્ત લૂ અને વંટોળીઓ વાય છે, લોક બળું બળું થાય છે, પરંતુ દરિઆ કિનારે હવા સુખદાયક હોય છે. જેઠમાં ગરમ પવન બંધ પડે છે, આકાશ વાદળથી ઘેરાય છે, અને ખૂબ બફારો થયા પછી વરસાદ આવે છે. વરસાદ કોઇ વખત અતિશય પડે છે, ત્યારે લીલો દુકાળ અને તાવ લાવે છે, અને જ્યારે ટાંચો આવે છે ત્યારે પણ દુકાળ પડે છે. કચ્છની જમીન તથા હવાને ઘણો વરસાદ જોઇતો નથી. ભૂજ જેવા અંદરના ભાગ કરતાં માંડવી જેવા કિનારા ઉપર

તથા વાગડમાં વધારે વરસાદ પડે છે. ઇ. સ. ૧૮૮૫ થી ૧૮૯૩ ની ૮ વરસની સરેરાસ લેતાં વરસાદ ૧૦ઇંચ. ૫૫ દોકડા પડયો હતો. થોડામાં થોડી ગરમી ૫૮ અંશ અને ઘણામાં ઘણી ૧૨૦ અંશ પડેછે. થંડી ૩૩ અંશ સુધી પડેછે.

**જાત અને ભાષા**—આ દેશની અસલ વસ્તી જૂજ છે. ઘણીખરી સિંધ, ગૂજરાત, તથા મારવાડમાંથી આવી વસેલી છે. તેમાં જૂદી જૂદી નાતના હિંદુ છે જેવા કે બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, અને શુદ્ર છે.

મુસલમાનોમાં સૈયદ, સમા, શેખ, સુમરા, મિઆણા, મેમણ, ખોજા, વોરા, ખત્રી વિગેરે મુખ્ય છે.

કચ્છી ભાષા એ સિંધી, ગૂજરાતી, અને મારવાડીનું મિશ્રણ છે. કચ્છી અને ગૂજરાતી આખા પ્રાંતમાં બોલાય છે, પણ લખવાની લિપિ ગૂજરાતી છે.

ઉપર જે હિંદુની જાતો કહી તે વેદ કે જૈન ધર્મને અને મુસલમાન મહમદ પેગંબરના ધર્મને માને છે.

**હુનરી બનાવટ.**—રેશમી, સૂતરાઉ, તથા ઉનની વણાટનું કાપડ, જેવું કે અતલસ, મશરૂ, જોડી, ખોટા-મશરૂ, મોહ્રિયું, સિંધલી, પાણકોરૂં, રંગ બેરંગી છાપેલું કાપડ, કામળા, સોના રૂપાનું નકશીકામ, હથીઆર, ઢાલ, માટીનાં, ધાતુનાં, અને પથ્થરનાં ઠામ, સુરોખાર, ફટકડી, અને મીઠું થાય છે. પરંતુ કારીગરો એવા કુશળ છે કે નમુના પ્રમાણે સંચા વિગેરે હરેક હુન્નર બનાવે છે.

**વ્યાપાર**—આ પ્રાંતનો વેપાર પાલી, સિંધ, કાઠીઆ-વાડ, સૂરત, બિલીમોરા, વલસાડ, દમ્મણ, દેણું, મુંબઇ, મલબાર, બંગાળા, સીલોન, માલદીવ, મકરાન, ઇરાન, તુર્કસ્થાન, અરબસ્તાન, જંગબાર, કુમ્મર, સુવાલ, મોસં-બિક, અને સુફાલા સૂધી બહોળો ચાલે છે. આયાતની

જણસોમાં વિલાયતી સૂતરાઉ કાપડ, ચીનાઇ રેશમી કાપડ, અનાજ, ખાંડ, સાકર, ગોળ, ઘી, સોનું, રૂપું, તથા હલકી ધાતુ અને તેના ઘાટ, અફીણ, હાથીદાંત, ગેંડાનાં શીંગડાં અને ચામડાં, તમાકુ, તેજાના, કસુંબો, ઊન, ખજૂર, ખારેક, નાળીએર, સાગ, સીસમ, અને ખેરનાં ઇમારતનાં તથા ઘર શણગારનો સામાન બનાવવાનાં લાકડાં, મીણ, મધ ઇત્યાદિ. નિકાસ—અનાજ, કપાસ, ઊન, ફટકડી, મીઠું, ઘી, તેલ, રેશમી, સૂતરાઊ, અને ઊનની વણાટનું કાપડ, છાપેલું કાપડ, સોના રૂપાનું નકશી (કોતર) કામ, ત્રાંબાના, પિત્તળના, માટીના, અને પથ્થરના ઘાટ, ઢાલ તથા સોનેરી રૂપેરી નકસીવાળાં હથીઆર, હાથીદાંત, લસણ, ધાણા, મેથી, રાઇ, સરસવ, ઓષધિ, ઘોડા, ઊંટ, અને બળદ; માટી, પથ્થર, લાકડાં, ચામડાં અને શીંગડાં.

**રાજ્ય રીતી.**—આ દેશમાં જાડેજા વંશના મહારાજાધિરાજ મીર્ઝા મહારાવ શ્રી ગર ખેંગારજી સવાઈ બહાદુર જી.સી. આઇ. ઇ. રાજ કરે છે. તેમના સર્વોપરીપણા તળે ઘણા ભાયાતો તથા ગરાશિયા છે. દિવાન એ મુખ્ય અધિકારી છે અને તેના હાથ તળે જુદાં જુદાં ખાતાંઓ ઉપર એક એક અધિકારી નીમી તેની મારફતે આખા દેશનું રાજ ચલાવે છે. તે ખાતાંને સુગમ પડે માટે દેશના રાજકીય કામકાજ સારૂ સાત તાલુકા અને ચાર થાણાં કરેલાં છે.

**ઇનસાફ ખાતું.**—ઇનસાફ સારૂ દરેક તાલુકા અને થાણામાં એક એક કોર્ટ સ્થાપી, તેના ઉપર એક એક ન્યાયાધીશ કે થાણદાર નીમેલો છે. ન્યાયાધીશના બે વર્ગ છે. પહેલા વર્ગનાને પાંચ હજાર કોરી સુધીના દિવાની દાવા સાંભળવાનો, તથા બાર મહિનાની કેદ અને એક હજાર કોરી સુધી દંડ કરવાનો ફોજદારી અખ્તિયાર છે, અને બીજા વર્ગના ન્યાયાધીશને તથા ચાર થાણદારોને એક હજાર કોરી સુધીના દિવાની દાવા સાંભળવાનો, અને ત્રણ મહિનાની કેદ,

અને અઢીસો કોરી સુધી દંડ કરવાનો ફોજદારી અખ્તિયાર છે. **ભૂજ, માંડવી, અંજાર, મુંદ્રા, રાપર,** અને **અબડાસાના** ન્યાયાધીશો પહેલા વર્ગના અને ભચાઉ ન્યાયાધીશ, અને લખપત, **ખડીર, ખાવડા,** અને **નખત્રાણાના** થાણુદારોને બીજા વર્ગનો અખ્તિયાર છે. એ ઉપર અપીલ, તથા તેમના અખ્તિયાર ઉપરના દાવા, અને સને ૧૮૭૫ ની કલમબંધી પ્રમાણે બ્રિટિશસરકારની બાંહેધરીવાળા ગરાશીઆનાં ઇનસાફ સાંભળવાને વરિષ્ઠ અદાલત છે; તેનાં ખાલસા અને જાડેજાના એમ બે પડખાં છે. દેહાંત દંડ, દેશપાર, અને ચૌદ વર્ષ કેદની શિક્ષા શ્રીહજુરની મંજુરીથી થાયછે. વરિષ્ઠ અદાલતનો જડજ નાયબ દિવાન હોયછે. તે કોર્ટના જાડેજાના પડખાનું કામ પ્રમુખ થઇને કરેછે, અને ખાલસાના પડખાનું બહુ અગત્યનું કામ હોયછે તે કરેછે. કોર્ટના ખાલસાના બાકીના પડખાનું કામ આસિસ્ટન્ટ જડજો કરેછે. વરિષ્ઠ અદાલતના ચુકાદા ઉપર અપીલ તથા પેટાની કોર્ટ ઉપરની પરઅપીલ દિવાનની કોર્ટમાં સંભળાયછે, તેમાં વિશેષ અગત્યના મુકરદમાના ફેસલા શ્રીહજુર આગળ થાય છે. ભાયાત અને બીજા જમીનદારોના વર્ગ બાંધી તેમને અમૂક હૈદસૂધી ફોજદારી તથા દીવાની અખ્તિયાર દરબારે આપેલાછે.

**રેવિન્યુ કે મહેસૂલખાતું.**—આ ખાતા ઉપર એક રેવિન્યુ કમિશ્નર નામે ઉપરી છે. તેના પેટામાં સરવે મહેસૂલ, વસુલ કરવાનું, અને કસ્ટમ ખાતા સુદ્ધાંતનું કામ છે. તેમના પેટામાં પાંચ બીજા અધિકારીઓ છે. એક સરવે સુપરિન્ટેન્ડેન્ટ, તે સરવેનું કામ સરવેઅર તથા મોજણીદાર પાસે કરાવે છે. એક સ્પેશિઅલ અને ત્રણ આસિસ્ટંટો છે, આશિસ્ટંટ રે. કમિશ્નર તે ઑફિસના કામમાં મદદ આપે છે, અને કૂવા તળાવ ખોદાવવાં, ગામો વસાવવાં, વિગેરે આબાદીના કામ સારૂ ડિસ્ટ્રિકટમાં ફરે છે.

**મહેસૂલ**–વસૂલ કરવા, તથા રેવિન્યુ કામ સંબંધી તપાસ કરી નીકાલ કરવા, અને રાજભોગ લેવા સારૂ આગળ કહેલા સાત તાલુકાઓમાંના દરેક ઉપર વહિવટદાર તથા તેના હાથ નીચે ગામડામાં ફ્રુઓ નીમેલા છે. **ભૂજ**, **રાપર**, અને **અબડાસાના** પેટાના અને **લખપતના** એમ ચાર **થાણદાર** નીમેલાછે. સિવાય **માંડવી**, **અંજાર**, **મુંદ્રા**, જખૌ, **ભૂજ**, અને **ખાવડા** વિગેરેમાં કસ્ટમદરોગા અથવા કારભારીઓ છે તે કસ્ટમનું કામ કરે છે. દરેક તાલુકાનો હિસાબ વહિવટદાર રાખેછે,અને દરબારની જમીન, હકકો, અને રસમ સંભાળે છે.

**કેળવણી ખાતું**.–એ ખાતાની દેખરેખ રાખવા એક એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તથા તેના હાથતળે ડેપ્યુટી એ. ઇન્સ્પેકટર છે, તે તમામ નિશાળો તપાસે છે તથા દેશમાં વિદ્યાવૃદ્ધિના ઉપાય લે છે. હાલ કચ્છમાં ૩ સંસ્કૃત પાઠશાળા, ૧ વ્રજ ભાષા (ભાષાની) ની પોશાળ, ૪ ઇંગ્રેજી સ્કૂલો, ૧ હુન્નરશાળા, ૯૩ ગૂજરાતી છોકરાઓની નિશાળો, ૧૦ રાત્રીશાળા, ૧૫ કન્યાશાળા, અને એક ઉર્દૂ અને ફારસી મદ્રેસા મળીને સઘળી ૧૨૮ તથા મોરબીની ૪ મળી ૧૩૨ નિશાળો છે, અને ૧૫૦૦ વિદ્યાર્થીઓ ભણે છે. ઉપરાંત ગામઠી નિશાળો ૧૧૮ છે, એક દરબારી છાપખાનું, અને ૭ લાયબ્રરીઓ છે.

**પોલિસ ખાતું**—એ ખાતા ઉપર એક પોલીસ કમિશ્નર છે, તે ચોરી, મારામારી, લૂંટફાટ, વિગેરે ન થાય એવો બંદોબસ્ત રાખે છે. એ કામ સારૂ દેશમાં જૂદે જૂદે ઠેકાણે ૧૦ થાણાં રાખ્યાં છે તથા **વાગડમાં** એક આસિસ્ટંટ, અને **અબડાસામાં** એક પોલીસ ઈન્સ્પેકટર નીમ્યો છે; તથા ચોરી, મારફાડ, વિગેરેની તપાસ સારૂ ફોજદારો રાખેલા છે.

મોટાં સર્વ ગામોમાં ટપાલ ઑફિસો છે, નાના ગામોમાં જ્યાં દરબારી નિશાળ હોય ત્યાં મહેતાજીને, કે ખાનગી સખસને ટપાલનું કામ સોંપેલું છે, ને તેથી નાના ગામોમાં પેટીઓ રાખેલી હોય છે તે બે ત્રણ દિવસને અંતરે એક વચલા ગામની ઑફિસનો હલકારો (ટપાલીઓ) કાગળો આપી જાય છે ને લઈ જાય છે. મુખ્ય શહેરોમાં તાર ઑફિસ છે.

**પોલિટિકલ એજન્ટસાહેબ.**–બ્રિટિશ સરકારની ખંડણી વસૂલ કરવા એક પોલિટિકલ એજંટ સાહેબ ભૂજમાં રહેછે. તે બ્રિટિશ સરકારની બાંહેધરીવાળા જાડેજા વિગેરેની ગરાસ સંબંધી અપીલ સરકારની વતી સાંભળેછે, અને પરરાજ્યો સંબંધી કામકાજ સારૂ તેની મારફત લખાણ થાય છે.

## પ્રકરણ ૩ જું.

## विशेष वर्णन–रापर तालुको.

**સીમા**—એ તાલુકો, અસલના **પ્રાંથળ**, ખડીર, અને **વાગડનો** પૂર્વ તરફનો અર્ધભાગ મેળવીને કરેલો છે. એની નૈર્ઋત્યે **ભચાઉ** તાલુકો, અને બાકીની દિશાએ રણ છે.

એ તાલુકાનું ક્ષેત્રફળ **ખડીરસહિત** ૧,૯૬૫ ચોરસ મૈલ છે. એમાં ૮૬ ગામ તથા ૭૧,૭૨૬ માણસની વસ્તી છે, તથા ખડીર થાણામાં ૧૧ ગામ તથા ૧,૮૦૨ માણસની વસ્તી છે. એમાં ૧૯ નિશાળ છે.

**મુખ્ય ડુંગરો.**—विथरोइयो, रामवाववाळी धार, चिओडवाळी धार, प्रांथળની ઉત્તરે लक्की, गोरो, नीलवो, मोआणियो, અને ખડીરમાં खडीओ છે. ખડીઆને એક ઠેકાણે झरकीवाळी ધાર અને બીજે ઠેકાણે मांजडो કહે છે.

**છેલા** અથવા **વહેળા**—प्रांथळमां जाटावाडावाळी, कीडियानगरवाळी સઇ પાસેથી નીકળી પળાંસવા પાસે થઇ, धारो **ભીમાસરના** ડુંગરમાંથી નીકળી **સણુવા** પાસે થઇ, मालण—**હમીરપરની** ધારમાંથી નીકળી સાનગઢ પાસે થઇ ગેડી આગળ, રણમાં પડેછે; चुंवणी नदीनुं મુખ **ભરૂડીઆ** પાસે છે. ખડીરમાં મુખ્ય છેલા–खारी, फापडा, चानार, અને खारइवाळो છે.

**જમીન તથા પેદાસ.**—આ તાલુકાની જમીન ગોરાડુ રેતી સાથે ભળેલી છે, અને તેમાં ઘણું કરીને નિયમસર વરસાદ આવવાને લીધે પાક પણ સારો ઉતરે છે. પ્રાંથળ અને ગેડીવચ્ચે વાયવ્ય ખૂણામાં, અને ખડીરની દક્ષિણે રણને લીધે, તથા દક્ષિણમાં ડુંગરોને લીધે, કેટલીક જમીન ખેડવા લાયક નથી, તેથી તેમાં ઢોરને ચરવા લાયક ખડ તથા પીલુ વિગેરે ઝાડ બહુ થાય છે. આ તાલુકામાં મીઠા પાણીની અછત છે, તેથી ગામેગામ વરસાદનું પાણી રાખવા મોટાં તળાવ ખોદેલ હોય છે; પણ ઉનાળામાં અહીં વધારે ગરમી અને લૂ પડે છે, અને જે વખતે પાણીની ખરેખરી જરૂર તે વખતે એ તળાવો સૂકાઇ જાય છે, ત્યારે લોકોને દૂરથી અને વખતે બીજે ગામથી પાણી લાવવું પડે છે. એટલુ છતાં, અહીંનાં પાણી અને હવા માણસની તંદુરસ્તીને માફક આવે છે. જ્યાં તળાવ છે ત્યાં તેમાંજ ઘણા ઊંડા કૂવા ખોદાવે તો તળેથી જમીન ખારી, તેથી ખારૂં પાણી નીકળે છે, પણ જ્યાં મીઠું પાણી છે ત્યાં ગામની આસપાસ સેંકડો વાડી કરી લોકો ઉપજ કરેછે.

**મુખ્ય પેદાસ.**—કપાસ, મગ, બાજરો, મઠ, ઘઊં, છાસટીઓ, ગૂવાર, તલ, જૂવાર, ચિણો, રતડ, એરંડા, ને મીઠું. અહીંનો બળદ, ઊંટ, ઘોડા, મગ, અને કપાસ વખાણવા જેવાં હોવાથી પરદેશ જાય છે. માખેલ અને ગેડીમાં ચણા ને ઘઊં, થાય છે.

**હુનરી બનાવટ.**—રાપર, ફતેગઢ, અને બેલાનું મોદીયું, ચોફાળ, ખેરી, પછેડી, અને બેલાના છાપેલા સાડલા, ધોતલી, અને ખોળીઆં.

**મુખ્ય ગામ.**—રાપર. એ તાલુકાનું મુખ્ય ગામ છે, અને એમાં ૪,૦૧૩ માણસની વસ્તીછે. એમાં એક દિવાની તથા ફોજદારી અદાલત, વહિવટદારની કચેરી, તાલુકા સ્કૂલ, નાઇટ સ્કૂલ, કન્યાશાળા, દવાખાનું ને ફોજદારનું થાણું

છે અહીં પહેલા રાવ શ્રીખેંગારજી ટીલે બેઠા તે પછી એનું નામ સાપર બદલાઇ રાપર પડયું. બેલા એ ૩,૪૭૧ માણુસની વસ્તીવાળું વાઘેલાનું મોટું ગામ, તથા થર-પારકરના ધીના વેપારને માટે તથા પુરાતનપણાને માટે પ્રખ્યાત છે. અહીં સં. ૧૩૮૭માં ગંગા નામના કુંડ માથે દેવળ કરાવેલું હતું, એવું લેખમાં છે. ફતેગઢ વસ્તી ૩,૪૧૭ જમાદાર ફતેમહંમદે સં. ૧૮૬૬માં વસાવ્યું; ગેડી કચ્છના વાઘેલા રજપૂતોના ટીલાનું ગામ, વસ્તી ૩,૨૦૭ની છે. રવ, પળાસવા, આડેસર, અહીં એક મોટી સેલોર વાવ તથા દેવાલય છે. સણવા, ચિત્રોડ, ભીમાસર, હમીરપર મોટી, જાટાવાડા, લોદ્રાણી, એ બધાંમાં એક એક ગૂજરાતી નિશાળ છે. દેસલપર, મૌઆણું, અને બાલાસર. ગઢડો ખડીરનું મુખ્ય ગામ.

**ડુંગરી કિલ્લા.**—કોટડો અને શોભારેલ ખડીરમાં, ગઢડો અને ફતેગઢ પ્રાંથળમાં છે. બાઘરગઢ સંવત્ ૧૮૬૭માં ફતેમહંમદે બંધાવ્યો; રાપર, કાનમેર, ચિત્રોડ, ઉમૈયું, ને સુવૈ.

**ધર્મની જગા તથા જૂની હકીકત**—વરણુ પીર પળાસવાથી અઢીગાઉ રણને કાંઠે રણનો રક્ષક તરીકે ગણાય છે. રાપરમાં ચિંતામણી પાર્શ્વનાથનું જૂનું દેરું છે. ત્યાં ગૂજરાત, પાલનપુર, મારવાડ, અને સોરઠથી મોટા સંઘ જાત્રાએ આવેછે. વીથરીઆ મહાદેવ વીથરીઆના ઉંચા શીખરપર છે. રવેચીમાતા રવમાંછે. અહીં એક વાર રાવશ્રી જરૂર ગાદીએ બેઠા પહેલાં દર્શને પધારે છે. રવેચીમાતાનો મેળો પ્રતી વર્ષે ભાદરવા શુદ ૮ નો ભરાયછે અને ત્યાં ૧૫ થી ૨૦ હજાર માણસ એકઠું થાય છે. અણહીલવાડ પાટણના વાઘેલાના હાથમાં આ ભાગ હતો એવું શીલાલેખોથી સિધ્ધ થાય છે, અને તેમનું મુખ્ય ગામ ગેડી હતું, જેને તે સમયે ગૃતપદી કહેતા.

## ભચાઉ તાલુકો.

**ભચાઉ** તાલુકાની પૂર્વે અને ઇશાન કોણે રાપર તાલુકો, નૈઋત્યે અંજાર તાલુકો, અને બાકીની દિશાએ રણ છે. અસલ વાગડના પૂર્વ અર્ધ ભાગને તોડીને આ તાલુકો કર્યો

છે. એનું ક્ષેત્રફળ ૪૭૫ ચોરસ મૈલ છે. એમાં ૫૨ ગામ તથા ૪૮,૪૪૧ માણુસની વસ્તીછે. સિવાય મોરબીના **આ**-ધોઇ મહાલનાં ૭ ગામ અને ૮,૫૨૦ માણુસની વસ્તીછે. એમાં નિશાળ ૧૩ છે. આ તાલુકો પણ વાગડમાંજ છે એટલે એનો નૈઋત્ય કોણ, ઇશાન કોણ, અને વચલો ભાગ ડુંગરોની ધાર-વાળો છે. બાકીના ભાગની જમીન, હવા, તથા પેદાસ રાપર પરગણાની માફકજ છે.

**ડુંગર**—મધ્ય ભાગે ડુંગરોની એક ત્રૂટિત ધાર **અંજાર** તાલુકાથી ચાલીને **આધોઈ** સુધી ગઇ છે. એક બીજી ધાર પૂર્વ પશ્ચિમે છે તેનાં ઠેકાણે ઠેકાણે જૂદાં જૂદાં નામો છે, જેવાં કે લતાડો, ચિત્રાધાર, સાણાની ધાર, કાળો, મોમાયો, કંથકોટવાળો ચોંચો,વિગેરે.

**નદી**—સારણ એ **વાગડ** અને કચ્છની હદ ગણાય છે; ખારી લાકડીઆ પાસે **ધરાણા** આગળ થઇ **આંબલીઆળા** પાસે પડે છે; ચાંગ **મનફરો**, અને **ચોબારી** વચ્ચે અર્ધ ગાઉનો પટ છે, તે ઉત્તરના **રણ**માં પડે છે. ખારોવાંઘો કે ગુપ્તગંગા **આધોઇ** પાસે થઇ **છાડવાળા** આગળ રણમાં પડેછે.

**મુખ્ય પેદાસ તથા હુનરી બનાવટ**—ખેતીવાડી અને વણાટ **રાપર** પ્રમાણે છે. ઉપરાંત **લાકડીયું**, **આધોઇ**, **ભચાઉ** વિગેરે ઠેકાણે કસબી લુહારો તાળાં સારાં બનાવે છે. ભચાઉમાં, આગળ દેશી લોઢું બનાવવાની ભઠ્ઠીઓ હતી.

**મુખ્ય ગામો.**—ભચાઉ એ તાલુકાનું મુખ્ય શહેર છે. અહીં એક ન્યાયાધીશ, વહિવટદાર, અને ફોજદાર રહે છે. એની વસ્તી ૪,૫૩૦ માણુસની છે. વિદ્યાભ્યાસ સારૂ એક તાલુકા સ્કૂલ, નાઇટ સ્કૂલ, અને કન્યાશાળા છે. એક દવાખાનુ પણ છે. ચોબારી અહીં જમીનમાં પાણી બહુ છે તેથી કૂવા હમેશાં છલ્યા કરે છે. અહીં એક વહેતા કુંડઉપર ચોમુખા મહાદેવનું

મંદિર છે, અહીં અજરખ બને છે. वोंधमां વાડી ઘણી છે मनफरो એ રાવશ્રી ભારમલ્લજીએ સંવત્ ૧૭૦૫ માં ઉદેકંથડને જગા ધર્માદામાં આપતાં તેણે એ ગામ વસાવ્યું; लाकडीउं ઉમદા રૂને વાસ્તે प्रख्यात છે; शिकारपुर એ રણ ઉતરીને પેલે કાંઠે જવા આવવાનું નાકું છે; वांढीउं, कंथकोट એ અસલ મજબૂત ડુંગરી કિલ્લાનું શહેર હતું જેનાં ખંડેરો હજુ છે. એ કિલ્લા ઉપર હી૦ સં૦ ૯૧૦ માં અમદાવાદના મુજફ્ફરશાહે ચઢાઈ કરી હતી; आधोई એ મોરબીવાળાનું ગામ ડુંગરપર વસેલું છે. અહીં છોકરાની એક તથા છોકરીની એક એમ બે નિશાળો છે.

**धर्मनी जगा तथा जूनी हकीकत.** કંથડ પીરની જગા કંથકોટમાં છે. કાગજરીઆ મહાદેવ શીકરામાં છે, એ ઘણું જૂનું ગામ છે વોંધમાં જડેશ્વરનું દેરૂં સુંદરજી શીવજીએ બંધાવેલું છે. લાકડીઆમાં લાકડીઆ પીરની કબર અને ઉંચો મીનારો જાડેજા દેવાજીએ કરાવ્યો છે. કંથકોટમાં જઈન દેરાંમાં સં. ૧૩૪૦ નો લેખ તથા સુર્ય નારાયણનું ઘણું જૂનું દેરૂં છે. ડુંગરની નીચે એક ગાઉ ઉપર ખોખરા મહાદેવનાં ઉંચી કારીગરીનાં દેરાંનાં ખંડેર છે. કંથકોટપર છેલો હુમલો અંગરેજ સરકારે કરી કીલ્લે તોડી નાંખ્યો હતો.

## अंजार तालुको.

**સીમા.**—એ તાલુકાની પૂર્વે ભચાઉ તાલુકો અને રણ, દક્ષિણે કચ્છનો અખાત ને મુંદ્રા તાલુકો, પશ્ચિમે મુંદ્રા ને ભૂજ તાલુકો, ને ઉત્તરે ભૂજ તાલુકાનો બન્નીનો ભાગ આવેલો છે. એ તાલુકો અસલની અંજાર ચોવીશી, ભૂવડ ચોવીશી, ને મીઆણીનો કાંઈક ભાગ મળી થએલો છે. એનું ક્ષેત્રફળ ૪૨૦ ચોરસ મૈલ છે. નિશાળ ૧૦ છે. એમાં ૭૬ ગામ ૫૬,૪૯૩ માણુસની વસ્તી છે.

**ડુંગર તથા નદી**—खात्रोड (ઉં. ૧,૧૪૨ ફૂટ.) ધોળો, અને कास છે. सारण, खारी रोहर, बोची ખાત્રોડમાં વાડા

પાસેથી નીકળી, ખેડોઇ પાસે થઇ, વીરા પાસે કચ્છ-
ના અખાતમાં પડેછે.

**જમીન તથા પેદાસ**-તળ અંજાર તથા ખેડોઈ પરગ-
ણાની જમીન ઘણી રસાળ તથા હવા ને પાણી ઘણાં સારાં છે,
પરંતુ પરગણાના બીજા ભાગોમાં રેતી અને પથ્થર વધારેછે,
અને પાણી ખારાં છે. કપાસ, બાજરી, જૂવાર, ઘઉં, મગ, મઠ
એરંડી, તલ, શેરડી, મેવો, અને શાકભાજી થાયછે.

**હુનરી બનાવટ.**—સૂતરાઉ વણાટ, લોઢા કામ, રંગાટ,
ત્રાંબા પિત્તળના ઘાટ, ખારેકડીનો દારૂ, ઇત્યાદિ. અંજારમાં
ચપ્પુ, છરી, કાતર, અને અસ્ત્રા વિલાયતી જેવાજ થાયછે.
અંજારનાં ગાડાં ઘણાંજ મજબૂત થાયછે, અને તે કાઠિયાવાડ
પણ જાયછે. એમાંથી ધોળો આરસ પહાણ તથા ધોળી ચી-
નાઇ વાસણને લાયકની માટી નીકળેછે.

**મુખ્ય ગામ.**—અંજાર એ તાલુકાનું મુખ્ય શહેર છે. એ
સં. ૧૬૦૨માં રાવશ્રી ખેંગારજીએ આબાદ કરયું ને રાવશ્રી
મોટા દેશળજીના વારામાં એને ફરતો મજબૂત કિલ્લો બંધાવ્યો.
એમાં ૧૪,૪૩૩ માણસની વસ્તીછે. એમાં એક ન્યાયાધીશ,
એક વહિવટદાર, ને એક ફોજદાર રહેછે. એમાં એક ગૂજરાતી
નિશાળ, એક કન્યાશાળા, રાત્રીશાળા, ખેંગારજી પુસ્તકશાળા,
ઇસ્પિતાલ, શહેરસુધરાઇ ખાતું, ને વલ્લભદાસ દ્વારકાદાસની
ધર્મશાળા, અપંગ નિરાશ્રિતાશ્રમ, ભાટીઆ મહાજનવાડી
છે. તૂણા એ આખા વાગડ, પ્રાંથળ, ને મીઆણીના માલ-
ની આયાત નિકાસનું બંદરછે,અહીં ૨ દબાવવાના સકંજાછે. અં-
જારમાં માધવરાય,મોહનરાયનાં મંદિરો, ભડેશ્વરનું દેવાલય,
જેસલ તથા તુરીની કબરો,ને અજેપાળનું જૂનું સ્થાનક,બહુચ-
રાજી, તથા અંબાજીનાં મંદિરો, મેકમરડોવાળો બંગલો, વેરી
સાલનો બુરજ,અને ટીંબી કોઠો ટેકરી પરછે. સિદ્ધસર તળાવ-
માં કમળનાં ફૂલથી બહુ શોભા થાયછે. નાગલપર વાડીવાળું,

ગામ છે, ત્યાં ખોજાનીજ વસ્તી તથા એક નિશાળ છે. તૂણા તથા ખારીરોહર એ બે બંદરો છે; દુધૈ તથા ખેડોઇ એ સારાં-વાડીવાળાં ગામો છે ત્યાં તથા કૂંભારીઆ અને ગળપાદરમાં એકેક સારી નિશાળ છે. ટપ્પર, સીણાય, અને ભીમાસર એ બેમાં લાખા ફૂલાણીનાં મોટાં તળાવો છે. અંતરજાળ, કીડાણૂં, અને ભૂવડ.

ભૂવડ—પીથુ ચાવડાએ વસાવેલું ઘણું જૂનું છે, તેમાં ભુવને-શ્વરનું દેરૂં છે, તેના ઉપર સં. ૧૩૪૬ નો લેખ છે. ]

ધર્મની જગાઓ તથા જૂની હકીકત—રામદેવ પીરનો લાખાપરમાં ને અંજાર પાસે કુબર પીરનો મોટો મેળો ભરાય છે. જોગણી નાળ પાસે જોગણી માતાની દેરી, મહાદેવનું દેવળ, તથા મીઠા પાણીનો કુંડ જૂના છે. અહીં કાર્તિક ને ચૈત્રમાં મેળા ભરાય છે, કુંડપર સારવા તારવા લોક હંમેશાં આવેછે. નાગલપરમાં હુસેનઅલ્લી પીરની જગા ઉપર ખોજાઓ-એ રોનકદાર મસીદ બંધાવી છે, તેનો ભાદરવામાં મેળો ભરાય છે. અજમેરનો અજેપાળ ચહુવાણ મુસલમાનો સાથે લડાઇ કરી નાશી જોગી થઇ અંજારમાં રહેલ તે વખતે અહીં ઘણી ઝાડી હતી. ત્યાં વાંઢીઆર આવી વશ્યા. અજેપાળ અહી ગુજરી ગયો ત્યારે તેને પીર ગણી લોકોએ એનું દેવળ ચણાવી તેમાં ઘોડેસ્વાર જેવી મૂર્તિ બેસાડી. અજેપાળ ઉપરથી ગામનું નામ અંજાર પાડ્યું એમ કહે છે. અંજારથી પાંચ ગાઉપર નીગાળનું ઘણું પુરાતન તળાવ આસરે બે ત્રણ ગાઉમાં જબરા મોટા પથરાનું બાંધેલું છે. અંજારને ઈંગ્રેજ સરકાર તરફથી કપ્તાન ઈસ્ટે ઈ. સ. ૧૮૧૬ (સં. ૧૮૭૩) માં લઈને ૨૪ ગામનું તેમનું એક ખાલસા પરગણું કીધું હતું. પરંતુ ઈ. સ. ૧૮૧૯ ( સં. ૧૮૭૬ ) માં જમાબંધી લેવી ઠરાવી દરબારને તે પાછું સ્વાધીન કીધું.

## ભૂજ તાલુકો.

સીમા—એ તાલુકાની પૂર્વે અંજાર તાલુકો, દક્ષિણે મુંદ્રા અને માંડવી તાલુકા, પશ્ચિમે નખત્રાણા થાણું, અને ઉત્તરે રણ છે. એ અસલના પાવર, મીઆણી, બન્ની, અને આક પરગણાના ભાગો મેળવીને બનાવેલો છે. એના પેટામાં

ખાવડા થાણું છે, જેમાં અસલનું પચ્છમ ટાપુનું પરગણું આવેલું છે. એનું ક્ષેત્રફળ ૧,૪૦૦ ચોરસ મૈલ ખાવડાસહિત છે. એમાં ૧૫૦ ગામ તથા ૭૧,૪૭૪ માણસની વસ્તી અને ૧૭ નિશાળ છે.

**ડુંગર**—भूजीओ, वारार, आरोडो, विछिओ, झुरो, लक्की, चाडवा, हबाय, खात्रोड, અને ધોળો આવેલા છે. ખાત્રોડની ઉંચાઈ ૧,૧૪૨ ફૂટ છે. पच्छमाई, गोरो, तथा कालो એ થાણામાં છે, એમાંથી કાળો કચ્છમાં સૌથી ઉંચો ડુંગર છે. તેની ઊંચાઇ ૧,૪૩૭ ફૂટ છે.

**નદીઓ**—खारी ચાડવામાંથી નીકળી સુમરાસર આગળ રણમાં પડે છે. એને पाट, ने मीठो वो એ ઉગમણી તરફ ખાત્રોડમાં લહેર આગળથી નીકળી સાણંધ્રો આગળ મળે છે, અને ત્રીજો खारो वो ખાત્રોડમાં ચુબડક આગળથી નીકળી ત્રમાઉ આગળ મીઠાવોને મળે છે; कायलो ચાડવામાં વાડા પાસેથી નીકળી ઝુરા આગળ રણમાં પડે છે. मीरंडीयालो પણ ઝુરા પાસેજ પડે છે. नीरोणावाळी એ ત્રણ નદીઓ મળી થઈ છે, તેમાંની એક घुडूड રાઝલા પાસેથી નીકળી મોરગર અને અકાદના આગળ થઈ નીરોણા આગળ રણમાં પડે છે. બીજી वोंघडी ધ્રબવા પાસેથી નીકળી અકાદના આગળ મળેછે, અને ત્રીજી ચાડવામાં સામત્રા આગળથી નીકળી અકાદનાની નીચે ઉપલી બે નદીઓને મળે છે, झुरणवाळी ખાત્રોડમાંથી નીકળી ઝુરણપાસે રણમાં પડે છે.

**જમીન તથા પેદાસ**—જમીન ઘણું કરીને ડુંગરાળી તથા રેતાળ છે. પણ બન્ની પરગણું અસલ દરિઓ હઠી જવાથી થયેલું છે એટલે એના ઉપર ચોમાસામાં પાણી ફરી વળેછે; તેથી ખેતી કરતા નથી, પણ ખડને લીધે અહીંના લોક ઢોર પાળવાનો ધંધો કરેછે. ઓઆણી ભણીની જમીનનો વચલો ભાગ સપાટ છે, અને જમીનમાં પાણી ઘણે ઠેકાણે ખારૂં છે,

તોપણ વાડીઓ બહુ થાયછે. અનાજમાં બાજરો, મઠ, મગ, ઘઊં, જવ, સામો વિગેરે ખડ ધાન્ય, રત્તડ, ગૂવાર, એરંડી, જૂજ તલ, અને રૂ થાયછે. બાવળનાં લાકડાં, ઇમારતી પથ્થર, સૂરોખાર, કાયો, ને ચીની વાસણ તથા પોર્ટલાંડ સિમેંટના બરની ધોળી માટી મળેછે. મિયાણી, પચ્છમ, અને બન્ની પરગણામાંથી ઉન, ઘી, ઘોડા, ગાય, ભેંસ, બળદ, ચામડાં, શિંગડાં વગેરે પરદેશ ચઢે છે. પથ્થરમાં હુબ્બાયમાં કાળો અને ખાવડામાં પીળો આરસ પહાણ, અને ડગાળામાં રાતો પહાણો થાય છે.

**ઊદ્યમ.**—સૂતરાઉ વણાટનું કાપડ, ઉનનાં ધાબળા ધાબળીઓ, સોના રૂપાનું ઉંચું નકશી કામ, રેશમી ભરત, છાપેલા સાડલા, સૂડી, ચાકૂ, તરવાર, જંબિયા, બંદૂક, ગેંડાની ઢાલ, વિગેરે હથિયાર, અને જરાદીનું કામ પરદેશ જાય છે.

**મુખ્ય શહેર.**—ભૂજનગર આ પરગણાની તેમજ આખા કચ્છની રાજધાનીનું શહેર મહારાવ શ્રીખેંગારજી પહેલાએ સં. ૧૬૦૫માં બંધાવ્યું. એમાં ૨૫,૪૨૧ માણસની વસ્તીછે. એ નગરની આસપાસ ૬ દરવાજાવાળો કિલ્લો છે, તેની અંદર એક દરબારગઢ છે, જેની અંદર આગળના રાવોના મહોલો છે. તે મહોલોની જોડે એક વિલાયતી બાંધણીનો મજબૂત અને વખાણવા લાયક પ્રાગમહેલ છે. રાવશ્રી લખપતજીના આયના મહેલની અંદરની રચના તથા તેમાંની અસલી ચીજો, અને કારીગરીનું સંગ્રહસ્થાન જોવા જેવાં છે. શહેરમાં ગૂજરાતી છોકરાની ત્રણ નિશાળો, આર્ટ સ્કૂલની શાખા, કન્યાશાળા, ભાષાની પોશાળ, મહારાણી શ્રીનાનીબા સંસ્કૃત પાઠશાળા, રાત્રીશાળા, ઉર્દુ અને અરબ્બી મદ્રેસા, વગેરે વિદ્યાનાં સ્થાનો છે. શહેરની ઉત્તર દિશામાં નવી તુરંગ, હાથીથાન, ઘોડશાળ, ઇસ્પિતાલ અને ટંકશાળ છે. નાકા-

બહાર શરદબાગ અને ખારીવાડીની શોભા ઘણી સારી છે. મહાદેવના નાકા આગળ દ્વારકાનાથનું મંદિર, મહંમદ પન્નાહની મસીદ, નાકા બહાર આલ્ફ્રેડ હાઈસ્કૂલ, અંગ્લો વર્નાક્યુલર સ્કૂલ, ફર્ગ્યુસન મ્યુઝિયમ અને લાયબ્રેરીની ભવ્ય ઇમારતો, પબ્લિક પાર્ક, નજરબાગ, વિજયાદશમીની કચેરીની બેઠક, અને કલ્યાણેશ્વર, લાખેશ્વર આદિનાં મંદિરો, પોસ્ટ ઑફિસ, વાડીઓ, પોલિટિકલ એજંટનો બંગલો, હુન્નરશાળા, હમીરસર, રા. રા. છોટાલાલ સેવકરામનું બનાવેલું ગ્રીશીઅન વર્કનું કમુત રખાનુ, કૃષ્ણાજી પૂલ, લખપતજી વિગેરેની છત્રી, એ સર્વને લીધે એ નાકું સાંજના હવા ખાવાનું રમણીય સ્થળ થઇ પડયું છે. સિવાય જાફર સુલેમાને બધાવેલું જમાત ખાનુ, ભીડના પીરોની મસ્જીદ, કૂબા, અને મહોમેડન સ્કૂલ, દેસલસર ને દાદુ દારાની જગા છે. શહેરની પૂર્વે અર્ધ ગાઉ ઉપર ભુજીઆ નામના ૫૦૦ ફૂટ ઊંચા ડુંગર ઉપર શહેરના રક્ષણ વાસ્તે કિલ્લો રાવશ્રી (મોટા) દેશળજીના વારામાં બંધાવેલો છે, તેમાં ક્ષેત્રપાળનું સ્થાનક છે. દર વરસે શ્રાવણ શુદ ૫ મે ત્યાં મહારાવ શ્રી મોટી સ્વારીથી પધારે છે, શહેરમાં મારકીટ તથા કેટલીક શોભાયમાન દુકાનો છે. એ ભુજીઆની નૈઋત્ય ખૂણે ઇંગ્રેજ સરકારના લશ્કરની છાવણી તથા સદર બજાર છે.

શહેરમાં નાની મોટી ઇનસાફની ૩ અદાલતો છે અને શહેર સફાઇ સારૂ મ્યુનિસિપલ ખાતું છે. શહેરથી માંડવીબંદર સુધી પાકી બાંધેલી સડક છે. સડકપર તળાવો, દેવળો, ને ધર્મશાળાઓ છે તે મુસાફરોને બહુ ઉપયોગનાં છે. શહેરની દક્ષિણે બે ગાઉપર ડુંગરમાં ટપકેશ્વરીનું સ્થાનક તથા ધર્મશાળાઓ છે. ત્યાં ચોમાસામાં મેળો સારો ભરાય છે. પશ્ચિમે કરાકાસમ અને પીરાનપીરની જગ્યા છે. ત્યાં મેળા ભરાય છે; ભૂજથી માનકૂવા ભણી એક, અને અંજાર થઈ તૂણા સુધી બીજી. પાકી સડક છે.

પશ્ચિમે ૧ાા ગાઉ ઉપર ખારી નદીનો ધોધ એક અથાગ ખાડામાં પડે છે, તેને ઝુડક કહે છે, અને તે તીર્થ ગણાય છે. ત્યાંથી ૨ાા ગાઉ છેટે **કોડકી** ગંગા નામનું એક રમણીય તીર્થ છે ત્યાં એક શિવાલય ને એક ધર્મશાળા મહારાણી શ્રી **નાની**બાસાહેબે બંધાવ્યાં છે. **ભુજ**ની પૂર્વે એક ગાઉપર માધાપર પાસે જખનો મેળો થાય છે. **માધાપર**માં ગૂ૰ નિશાળનું મકાન, મહારાણી શ્રી**ના**નીબા **ધર્મશાળા, તથા મ**ણીભાઈ સેલોરવાવ **જોવા લાયક છે. ભુજ**થી ૪ ગાઉ ઉપર **રૂદ્રા**ણી માતાનું સ્થાનક છે. **મહારાવ**શ્રીની સ્વારી **શ્રાવણ** શુદ ૮ મે ત્યાં પધારેછે.

**બીજાં ગામ**—**લોડાઈ, પદ્ધર, માનકૂવો, મારાપર** અહીંના તથા **કેરા**ના વણકરો ચોફાળ, બોરી, તથા બીજા ભાતીગળ કાપડના વણાટમાં વખણાય છે. આ ગામમાં જેરાજભાઈ **પીરભાઈ** ગુજરાતી શાળા છે. અહીં વાડીઓ ઘણી છે, **તેથી શાકભાજી બહુ થાય છે; રેહો** ( મોટા ), **બળધીઓ, કેરો** એ ડુંગર ઉપર આવેલું સારૂં વાડીવાળું ઘણું જૂનું ગામ છે, અહીં **લાખા** ફૂલાણીના વખતનું એક જૂનું સારી બાંધણીનુ ધરતીકંપથી પડી ગએલું દેવળ તથા વાવ, **લાડકભાઈ સોમ**જીની બંધાવેલી ગૂ. નિશાળ તથા જમીનદાર તરફની એક કન્યાશાળા છે. **ખાવડો** એ પશ્ચિમમાં **સિંધ** જવાના રસ્તાનું ગામ છે. અહીં એક થાણદાર રહેછે તેના હાથ તળે ન્યાય, કસ્ટમ, ફોજદારી અને રેવિન્યુ એટલાં ખાતાં છે. ત્યાં એક ગૂ૰ નિશાળ અને પોસ્ટ આફિસ છે.

**ડુંગરી કિલ્લા**—ભૂજીઓ તેનો થોડોક ભાગ શેરબુલંદખાને ઈ. સ. ૧૭૮૫ માં લીધો હતો, પણ તરત તેને હાંકી કાઢયો હતો, પછી ઈ. સ. ૧૮૧૯ માં ઇંગ્રેજે લીધો હતો. **હુબાય** ઉપર અણગોરગઢ અને તેની દક્ષિણે બોલાડીગઢ **જામ** ફૂલે બંધાવ્યા હતા. **અણગોર**માં ઘણાં જૂનાં ઉમદા નકસી

કામનાં દેવળો, એક મોટું બંધાવેલું તળાવ, ઘણા કૂવા અને ખંડેરો લાખા ફૂલાણીના વખતનાં હજી ઉભાં છે, પચ્છમમાં ડુંગર પર રાયમલરો સમાઓએ બંધાવેલો છે, कल्याणपर.

**धर्मनी जागा तथा जूनी हकीकत**—ધીણોધરમાં ધોરમનાથની જગામાં સાધુ સંત વિગેરે મુસાફરને જમાડવા રોજ બે વાર સાદ થાય છે. ભડલીમાં ગરીબનાથની સમાધ છે. ઓરીરામાં મીઆં તમાચી, બન્નીમાં હાજીપીરની જગા છે, પચ્છમમાં ગુરૂ દત્તાત્રીનાં પગલાં છે, જેને મુસલમાન પચ્છમાઈ પીર કહે છે. હબાયમાં હબાય માતાનું દેવળ જાનું છે, કેરામાં પીર ગુલામ અલીશાહની સુંદર મોટી જગા સં. ૧૮૫૪ માં બાંધેલી છે, તેનો મેળો ચૈત્ર માસમાં ૭ દિવસ રહે છે. એ ઉંચી ટેકરીપર આવતાં કેરાને શોભા આપે છે.

ખાવડા ઘણું જૂનું છે. એની સીમમાં એક પાળીઓ છે, તેના અક્ષર ૧૦૦૦ વરસ ઉપરના છે. ગૂજરાતીમાં સદેવંત અને સાવલીંગાની જે જાણીતી વારતા છે, તે બેઉ જણ પચ્છમમાંના દીનારાથી દક્ષિણે એક ઘણા જાના પણ ઉમદા કારીગરીનાં જૈન દેરાનાં ખંડેર છે તેમાં ભણતાં એવું કહે છે.

## मुंद्रा तालुको.

**સીમા**—ઈશાન્યે **અંજાર** તાલુકો, દક્ષિણે અને પૂર્વે કચ્છનો આખાત, પશ્ચિમે **માંડવી** તાલુકો, અને ઉત્તરે **ભૂજ** તાલુકો છે. એ અસલના હાલા **ચોવીશી** અને **કાંઠી**નો કેટલોક ભાગ ભેળીનો કીધો છે. એનું ક્ષેત્રફળ ૩૯૦ ચોરસ મૈલ છે, એમાં ૬૧ ગામ તથા ૫૨,૧૯૨ માણસની વસ્તી છે. એમાં ૧૦ નિશાળ છે.

**ડુંગર તથા નદી**—એમાં માત્ર ઉત્તરે એક ધોળાની હાર છે. બોચી **ખાત્રોડ**માંથી નીકળી **વીરા** આગળ પડે છે; સાકરી લકકીની દક્ષિણે જદુરા પાસેથી નીકળીને **ભદ્રેસર**ની નાળમાં પડે છે; ભૂખી અથવા નેરણ એના **મુંદ્રા** આગળ બે ફાંટામાંના એકને કેવડી કહે છે. ફોટ **સણોસરા** પાસે **ધોળા**માંથી નીકળી કપૈયા પાસે થઇ ધ્રબ આગળ મું-

દ્રાની ખાડીમાં પડે છે. નાગમતી ચાડવામાંથી નીકળી ભુજપર પાસે થઇ•નવી નાળમાં પડેછે.

**જમીન તથા પેદાસ**—આ ભાગની જમીન ગોરાડુ પણ ઘણી ફળદ્રુપ છે. પાણી સારાં મીઠાં, ને હવા ગુણકારી છે, અહીં ખેતીવાડી ઘણીજ કરવામાં આવે છે. મુખ્ય ઉપજ ઉન, કપાસ, બાજરો, જૂવાર,વાજીઆ ઘઊં, મગ, મઠ,નાગલી, ગૂવાર, છાસટીઓ, ચોળા, બંટી, કાંગ, ચિણો, શેરડી,એરંડી, તલ,લસણ, રાઈ, સરસીઆ, મેથી, અને ધાણા થાય છે. એ ઉપરાંત આંબા, કેળાં, જાંબુ વિગેરે મેવો ઘણો નીપજે છે. ખનીજ પદાર્થમાં ધોળી ચીનાઇ વાસણ બનાવવાની માટી અને પાપડખાર નીપજે છે.

**હુનરી બનાવટ**—છાપેલાં છાયલ, સીરખ, જાજમ, ધોતલી, રૂમાલ, છીંટ, કાળું કાપડ, ખોળીઆં, બંદૂક, તાળાં, અને સૂતરાઉ કાપડ સારૂં બનાવે છે.

**મુખ્ય શહેર**—મુંદ્રા બંદર, વસ્તી ૧૦,૪૩૩. એમાં દરબારી મહેલ,દીવાની,ફોજદારી, અને સ્મૉલ કૉઝની અદાલત તથા વહિવટદારની કચેરી,પોલીસનું થાણું,અને એક ફોજદાર રહેછે. શહેર સફાઇખાતું પણ છે. એમાં એક તાલુકા સ્કૂલ, એક ઇંગ્રેજી સ્કૂલ, એક નાઇટ સ્કૂલ, એક કન્યાશાળા, જુમાભાઇ લાલજી સ્કૂલ, ખેંગારજી પુસ્તકાલય, ને લાલજી સુમાર ઇસ્પિતાલ છે. હુકમચંદ્રજી જૈન સંસ્કૃત પાઠશાળા સારા પાયાપર સ્થાપેલી છે. કિલ્લા બહાર જેરામ સર અને તેને કિનારે ખીમજી જેરામ ધર્મશાળા અને હરિબાગ છે. બંદર ઉપર માલ ચઢાવવા ઉતારવા સારૂ સારો ફુરજો છે. અહીંના વેપારી તથા ખલાસી ઘણા સાહસિક અને વેપારમાં તથા પરદેશ ખેડવામાં માંડવીથી બીજા દરજ્જાના છે. એક જીનીંગ ફેકટરી છે. એવું કહે છે કે મુંદ્રાનું અસલ નામ ડુમરો હતું, પણ રાવશ્રી ભોજરાજજીના વખતમાં ( સંવત ૧૬૯૬ ) તેને આબાદ કરી મોહનરાયનું મંદિર બંધાવ્યું તેનો અપભ્રં.

**શમુંદ્રા થઈ ગયું. ભુજપર સારૂં વાડીવાળું ગામછે; ભદ્રેસર એ ઘણું પુરાતન અને જૈન લોકોનાં જૂનાં વસાઇ નામનાં દેવળોને વાસ્તે પ્રખ્યાત છે; બેરાજા, પત્રી, દેસલપર, ગુંદાળા, ને કપાયા એ બધામાં એકેકી નિશાળ છે. વડાલો, રતાડીઓ, સમાઘોઘા, અને ઝરપરો. ઝરપરાનું ઘી વખણાય છે.**

**ધર્મની જગા તથા જૂની હકીકત.**—ભદ્રેસર, વડાળો, અને લૂણીવાળો આ તાલુકાનો હાલા ચોવીશીનો ભાગ પુરાતન સમયથી વસેલો હોય એવું એનાં અનેક ખંડેરોપરથી જણાયછે. અસલ ભદ્રેસર તો દટાઇ ગયું છે. તેની પાસે હાલા ડુંગરજીએ ૩૦૦ વર્ષ પર નવું ભદ્રેસર વસાવ્યું. વસાઇનાં દેરાં નામે શ્રાવકોનાં જૂનાં દેરાં છે. તેમાં લેખ છે તે ખવાઇ ગયા છે, તો પણ એક બે થાંભલા ઉપર ૧૩૨૩ અને એક ઉપર ૧૩૫૮ જણાય છે.* જગડુશા કરીને મોટો ધરમાત્મા વાણીઓ વિશળ દેવના વારામાં થઈ ગયો તેના વખતના લાગે છે. પનરોતરો (૧૩૧૫) નામનો મોટો દુકાળ એ વખતે પડયો હતો. ત્યારે એણે એ વાઘેલા પાસેથી વેરાવટને લીધે ભદ્રેસર પોતાના સ્વાધીનમાં લઈ રાજાને તથા આખા મુલકને અન્ન વસ્ત્ર પુરાં પાડી દેરાંનો જીર્ણોદ્ધાર કરાવ્યો, તથા કિલ્લો બંધાવ્યો તેથી જગડુશાનાં દેરાંને નામે ઓળખાય છે. હાલ શ્રાવક લોકોએ એ દેવળોને ફરતી જમીન લઈ મોટી વરંડી ચણાવી ને દેવળ સમરાવ્યું છે, અને ફાગણ સુદ ૪–૮ સુધી મોટો મેળો કરે છે. ગામથી છેટે એક ગાઉ ઉપર ચોખંડા મહાદેવનું દેરૂં પણ ઘણું જાનું છે. શહેરની વાયવ્યે એક જાનું દૂલસર તળાવ સારી રીતે બાંધેલું છે. એ તળાવ ઉપર શેઠ ધરમશી પુંજાની ધર્મશાળા તથા બંગલો છે. તળાવની દક્ષિણે આશાપુરાનું જાનું મંદિર છે તેના એક સ્થંભપર સંવત ૧૧૫૮ છે. અંબાજીનું દેરૂં, કુંડ તથા મોટી ધર્મશાળા ઠા. સામજી અમરસીએ સમરાવેલ તથા એક સુંદર નવી ધર્મશાળા ઠા. સામજીએ તથા ઠા. દેવચંદે બંધાવેલ છે. એ સિવાય લાલશાબાઝ પીરનો કૂવો, બે સોળસ્થંભી મસીદ, પંજરપીરની જગ્યા તથા બીજાં ઘણાં મકાનો છે. સિદ્ધરાજ જયસિંહનો લેખ સંવત ૧૧૯૫ નો અને સારંગ દેવનો સંવત ૧૩૩૨ નો અહીંથી મળી આવ્યા છે. રતાડીઆમાં ગણેશની મોટી મૂર્તિ છે તેનો મોટો મેળો ચૈત્ર સુદ ૪ નો થાયછે, મુંદ્રામાં શાહ મુરાદની જગ્યા જોવા લાયક છે.

---

* એ વિષે વધારે જાણવાજોગ હકીકત **રા. મગનલાલ દલપતરામ ખખર** કૃત "**શ્રીજગડૂ ચરિત**" ના ભાષાંતરમાં આપેલી છે.

## માંડવી તાલુકો.

**સીમા**—એની પૂર્વે મુંદ્રા તાલુકો, દક્ષિણે કચ્છનો અંખાત, પશ્ચિમે અબડાસો, અને ઉત્તરે નખત્રાણા થાણુ તથા ભૂજ તાલુકો છે. એ કાંઠીનો પશ્ચિમ ભાગ, મોડાસો, અને માકનો કંઈક ભાગ મેળવીને કરેલો છે. ક્ષેત્રફળ ૫૧૫ ચોરસ મૈલ છે. એમાં ૯૪ ગામ તથા ૧,૦૨,૮૧૫ માણુસની વસ્તી છે. એમાં ૨૧ નિશાળ છે.

**ડુંગર તથા નદીઓ**—ચિત્રાણાનો પૂર્વભાગ: खारी પૂનડી પાસેથી નીકળી ફુરાદીપાસે થઈ તુંડા આગળ સમુદ્રમાં મળે છે; रुखमावती ધ્રબવામાંથી નીકળી કોજાચોરા પાસે થઈ માંડવીની ખાડીમાં પડે છે; खरोड નનામાની દક્ષિણેથી નીકળી લાયન્ત પાસે થઈ આસાર આગળ સમુદ્રને મળે છે; विंगडी એ ચિત્રાણુના કોરીકૂબાની લીલીઉંવાળી ભિટમાંથી નીકળી હુડાની ઉગમણી અને બાંઢાની આથમણી શેડી વચ્ચે થઈ મકડાની વાટ વચ્ચે, તથા નાગરેચા અને બાડા પાસે થઈ સમુદ્રને મળે છે, એને મૂળ આગળ उकीर કહે છે. साइ ચિત્રાણામાંથી નીકળી સાભરાઇ પાસે થઈ, સમુદ્રમાં પડે છે.

**જમીન તથા પેદાસ**—કચ્છમાં સૌથી સરસ રસાળ જમીન અહીં આવેલી છે. મુખ્ય ઉપજમાં કપાસ, બાજરો જૂવાર, ઘઉં, મઠ, ગૂવાર, નાગલી, છાસટીઓ, ચોળા, એરંડી, તલ, લસણુ, રાઇ, સરસીઆ, મેથી, ધાણા વિગેરે. મોડાસાની તમાકુ વખણાય છે. ખનીજમાં પાપડખાર, તથા ગુણિયાસર તથા નાભોઈના કાળા અસમાની ઈમારતી પથ્થર નીકળેછે.

**હુનરી બનાવટ**—માંડવીનો પાંચપટા, મશરૂ, અતલસ, છાયલ, સાડલા, જાજમ, અને કાળું રંગેલ્લ કાપડ પરદેશ જાય છે. સિવાય દેશી કાપડ વણાય છે. પેટીઓ જંગબાર જથાબંધ ચઢે છે અને વહાણો બંધાય છે.

**મુખ્ય શહેર**—માંડવી વસ્તી ૩૮,૧૫૫, એ આખા કચ્છનું સૌથી વધારે વસ્તીવાન શહેર અને મુખ્ય બંદર છે. એ સં. ૧૬૩૫ માં રાવશ્રી ખેંગારજીના વખતમાં વસાવ્યું. મહારાવશ્રી **સર પ્રાગમલ્લજી બહાદુરે** બંદર સુધારવાને **પ્રિન્સ આફ વેલ્સની** યાદગીરી રાખવા મોટો ફુરજો બંધાવી "ऑल्फ्रेड ऐडवर्ड ब्रेकवॉटर" નામ પાડવા ઠરાવ્યું હતું. તે ફુરજો બાંધ્યો છે, પણ ધારવા જેટલો ઉપયોગી ન નીવડયો. બંદર પર એક શોભાદાર કસ્ટમ હાઉસ છે. આ શહેરમાં કારભારી, વહિવટદારની કચેરી, દિવાની ફોજદારી અદાલત, તથા સ્મૉલ કૉઝ કોર્ટ છે, અને શહેરસફાઈ ખાતું છે. એક સિટિ અને એક ડિસ્ટ્રિકટ ફોજદાર તથા પોલીસનું થાણું રહે છે. સમુદ્ર કિનારે રોનકદાર મકાનમાં દરબારી ઇસ્પિતાલ, ખલફાન દામાની નિશાળ, નાઇટ સ્કૂલ, સુંદર પુસ્તકાલય, ઈંગ્રેજી સ્કૂલ, હોડીઓ કોઠો (દીવાદાંડી), તથા ઘણી ધર્મશાળાઓ, અને મુસાફરખાંનાથી ભારે શોભા થઈરહી છે. ગામમાં દરબારી મહોલ, બે દરબારી ગૂ. નિશાળ, ગોકળદાસ તેજપાળ ઇંગ્રેજી સ્કૂલ, તુરંગ, મારકીટ, રતનસી મુળજી કન્યાશાળા, કરીમભાઈ ઈબ્રાહીમની કન્યાશાળા, મદ્રેસા, તથા ખોજા ઑરફનેજ અને દાતુભાઈ ઇબ્રાહિમ ઇસ્પિતાલ છે. ગામબહાર ટોપણસર તળાવ, શાસ્ત્રી વિશ્વનાથની ધર્મશાળા તથા શિવાલય, સુખલાલગરજીની સંસ્કૃત પાઠશાળા, ઝવેર બંગલો, નાગનાથનું મંદીર, તથા બ્રહ્મપુરી છે. નદીને સામે કાંઠે સળાયા નામે મોટું પરૂ છે ત્યાં એક દરબારી ગૂ. નિશાળ, અને નદીઉપર જબરો પૂલ બાંધ્યો છે. અહીંના વેપારી તથા ખલાસી ઘણા સાહસિક છે. મુંબઈ, મલબાર, બંગાળા, ચીન, મકરાન, ઈરાન, અરબસ્તાન, જંગબાર, મોસંબિક, કેપ વિગેરે દૂર દેશાવર જઈ વહાણથી ઘણો માલ લાવે છે તથા લઇ જાય છે, તેથી ઘણા શ્રીમંત થયાછે. ગુંદીઆળી એ વાડીવાળું ગામ તથા પ્રખ્યાત બ્રહ્મક્ષત્રિ સુંદરજી શિવજીની જન્મભૂમી; બિદડા, કોડાય, ગોધ્રો એ સારાં વાડીવાળાં ગામ છે. ગઢસિસો અહીંથી પૂર્વે

૧॥ ગાઉ ઉપર બિલેશ્વર મહાદેવનું રમણીય સ્થળ ગીચ ઝાડીની વચમાં છે, અને પશ્ચિમે અર્ધગાઉપર જમીન વીંધી તેમાંથી નીકળતું મીઠું પાતાળી પાણી ૧॥ ગાઉ સૂધી નીકથી લઈ જઈ તળાવમાં ભેગું કરી આસપાસનાં ખેતરોને પાઇ ઊંચી જાતની શેરડી વગેરે પકવે છે. कोटडी અહીં એક ચંપાસર તળાવ છે. फरादी, साभराई, અહીં અલીઆસર તળાવ છે. आसंबिया, અહીંથી ૧॥ ગાઉ ઉપર વણોઠી નામની રખાલ છે, તે શિકાર વાસ્તે પ્રખ્યાત છે. नागरेचा, बाडा, અને लायजा ઉપલા સર્વ ગામોમાં અક્કેકી ગૂ. નિશાળ છે. मउ આ ગામમાં સાત કૂવા છે તેમાંથી મીઠું પાણી નદીના પ્રવાહની પેઠે રાત દિવસ છલ્યું જાય છે, તેથી ફૂલ, ફળાદિ મેવો, શાકભાજી તથા ધાન્ય બહુ થાય છે,

**ડુંગરી કિલ્લા.**—गुणियासर, आसंबियो, गढसिसो, અને कोटडी.

**धर्मनी जगा तथा मेळा.**—માંડવીમાં સુંદરવર, કલ્યાણેશ્વર, રાણેશ્વર, લક્ષ્મીનારાયણ અને નાગનાથનાં મંદિરો, રણછોડજી મહારાજની હવેલી, કાજીવાળી મસીદ, અને જુમા મસીદ છે. માંડવીથી અર્ધ ગાઉ ઉપર શીતળામાતાનું દેવળ, ને બે ગાઉ ઉપર ઠાકોરજીનું મંદિર છે ત્યાં મોટા મેળા ભરાયછે. દ્રબુડીના મેળેથી વળતાં રાવળપીરની શેઠ સુંદરજી શિવજીની બંધાવેલી જગ્યાછે ત્યાં લોકો જાય છે, લાયજાવાળી આશાપુરા, માતાવાળી તુંબડી, જયાં ગુન્હેગારો અસલ ભરાઈ રહેતા તે બચતા, સિસાગઢ પાસે બિલેશ્વરનો શ્રાવણમાં મોટો મેળો થાય છે. મોડકૂબામાં મોડપીરનું સ્થાનક છે, ધોલુબાવાની જગા એની પાસે છે, ચિત્રનાથની જગા ચિત્રાણામાં ઘણી જૂની છે. रीआणमां આશરે ૫૦૦ વરસ ઉપર ધોરમનાથે તપ કરયું હતું તે વખતે તે ઘણું જબરૂ શહેર હતું, તે દટાઈ ગયુ હતું; પણ તે જગાએ રાવ શ્રીભારમલ્લજીએ સં૦ ૧૬૬૫માં સારૂં દેવળ બંધાવેલું છે. અહીથી સ્કંદગુપ્ત વિગેરે ગુપ્ત રાજાઓના આસરે ૧,૫૦૦ વરસના જૂના સિક્કાઓ નીકળે છે.

## अबडासा तालुको.

**સીમા.**—અબડાસાની પૂર્વે માંડવી તાલુકો તથા નખત્રાણા થાણું, ઉત્તરે નખત્રાણા થાણું, પશ્ચિમે લખપત થાણું

અને દક્ષિણે અરબ્બી સમુદ્ર છે. એમાં આગળનાં મોક, ગરડા ને કંડ પરગણાનો કાંઇક ભાગ ભેળેલો છે. ક્ષેત્રફળ નખત્રાણા સહિત ૧,૫૨૫ ચોરસ મૈલ છે. એમાં ૧૪૬ ગામ તથા ૭૬,૬૨૧ માણુસની વસ્તી તથા ૨૦ નિશાળ છે.

**ડુંગર તથા નદીઓ**—પૂર્વે ચિત્રાણો; ઉત્તરે બાલાચોડ ની અને વમોટીની ધાર, જેનાં ખટલો, ખાત્રોડો, છપરો વિગેરે નામો સ્થળાંતરે છે. નદીઓમાં સાઈ ચિત્રાણામાંથી નીકળી માંડવી તાલુકામાં પેસે છે; કનકાવતી સમુદ્રને મળે છે, મોડકુબા આગળ એને બંગધરો કહે છે; સાત વળાંકા લે છે તેથી એને સતવકી પણ કહે છે. નાયરો અથવા પેઓણી બાલાચોડવાળી ધારમાંથી કડાય આગળથી નીકળી રાપર પાસે સમુદ્રને મળે છે, રાણીઆરો કાળાતળાવ પાસેથી નીકળી જખૌની ખાડીમાં પડે છે. એમાં મઢનો, ભાદ્રાનો, બાંડીઆવાળો, અને લાખણીઆનો, એમ ચાર છેલા મળે છે; રાખડી સારણ ગામ પાસેથી નીકળી મુવારીપાસે થઇ જખૌની ખાડીમાં પડે છે.

**બેટ**—જખૌની ખાડીમાં પંદરેક બેટો છે, તેમાં મુખ્ય આડોધક્ક, લૂણ કે પ્રગડ, જોગીથરી કે પીરશેખરાન, પીર હાજી ઇબ્રામ, લાણાવાણ, ઇ૦ છે. માહેલીગમ ખેરલો, ભિટ, ચવડો. સપથરો, બગથરો વગેરે છે. એમાં ઢોર ચારવા થોડાંક માણુસો ઝુંપડાં બાંધીને રહે છે, અહીં ગોડીયાની, ટંગેરાની, નરાની, ને ખડાની ખાડીઓ અને સિંધ જવાની નાળ છે.

**બંદર**—જખૌ એનો સિંધ, મકરાન, અરબસ્તાન, મુંબઇ, અને મલબાર કિનારાસાથે વેપાર ચાલે છે.

**જમીન તથા પેદાસ**—અબડાસાની જમીન ઘણી રસાળ છે, રૂ, બાજરી, ગૂવાર, જૂવાર, છાસટીઓ, ઘઉં, દીવલી, અડદ, ચણા, નાગલી, બંટી, ચિણો, મગ, મઠ, જવ, તલ, કાંગ, ઇત્યાદિ નીપજે છે; સૂતરાઉ કાપડમાં વખાણવા લાયક નળીઆના બોરીના ચોફાળ, લુંઘી, ઉંચા ખેસ, ઇલાયચો,

પાંચપટા, વગેરે; બંદૂકો, તાળાં, કોઠારામાં સૂડી, વિંઝાણમાં પથ્થરના વાટકા, કુંડી, અને મોથાળામાં સોનેરી બાબ થાય છે; જખૌ પાસે સિંધોડીનું મીઠું દેશાવર ચઢે છે.

આખા કચ્છમાં ચણા માત્ર અબડાસામાં નળીઆ, જખૌ, છાડુરા, વડસર, અને રામપર પાસે, અને વાગડમાં ગેડી અને માખેલ પાસે ચણા તથા ઘઊં થાય છે. બીજે ઘઊં થાય છે પણ કોશનું પાણી પાવાથી. ]

**મુખ્ય શહેર**—**जखौबंदर**, વસ્તી ૪,૧૨૮, એ તાલુકાનું મુખ્ય મથક અને પરગણાનું બંદર હોવાથી અહીં વહિવટદાર, કારભારી, અને ધ્રુ રહે છે. અહીં ગોકળદાસ તેજપાળ વિદ્યાલય, દરબારી કન્યાશાળા, નાઇટસ્કૂલ, તથા પુસ્તકશાળા છે. **कोठारो**, વસ્તી ૪,૦૦૨, એ ઘણા મુંબઈના નામાંકિત શેઠીઆઓની જન્મભૂમિ છે. અહીં એક કન્યાશાળા, તથા ગોકળદાસ તે. ગૂ. નિશાળ, અને લક્ષ્મીનારાયણનું મંદિર ઉપરાંત હાલાસર અને કુરસિંસર તળાવો, અને મુંબઈના શેઠીઆઓનાબાંધેલાં શ્રાવકોનાંદેરાં, બંગલા, બગીચા, કેશવજી જાદવજીની મદન મોહનલાલજીની હવેલી, અને મોટીધર્મશાળાઓ છે, તેથી સારી શોભા આપે છે; **नळीआ**, વસ્તી ૭,૦૭૮, એ એક તવંગર શહેર છે, અને એમાં વેપાર સારો ચાલે છે તથા મુંબઇ જઇ રહેલા શેઠીઆનાં સારી બાંધણીનાં ઘર, દેવળો, ગોકળદાસ તે. વિદ્યાલય, નાઇટસ્કૂલ, રાવશ્રી ખેંગારજી કન્યાશાળા, હાજી હારૂન મકતબ, મણીમાઇ લાઇબ્રેરી, એક દવાખાનું, રીવઝ મ્યુનીસીપાલીટી અને ધર્મશાળાઓ છે; **तेरा**, વસ્તી૪,૬૩૭, એ કુમારશ્રી હમીરજીને આપેલા ગરાસનું મુખ્ય શહેર છે; ગામમાં ઇમારતો સારી છે; તેમાં બુધા ડોસાણીનું જૈનનું દેરૂં શિલ્પકામ ને સોનેરી ચિત્રોવાળું જોવા જેવું છે. અહીં ડુંગરસી સોજપાળ વિદ્યાલય, શિવજી વીરજી કન્યાશાળા, નાઈટ સ્કૂલ, દલપતરામ પ્રાણજીવન પુસ્તકશાળા, ચત્રભુજ મોરારજીનું ધર્મનું દવાખાનું અને ગામની બહાર બાંધેલાં સુમરાસર, સતાસર, અને ચતાસર તળાવોછે.

સુથરી, વસ્તી ૨,૨૯૨, એમાં મુંબઇના સારા વેપારીનાં ઘરની બાંધણીથી તથા શ્રાવકોના દેવળોથી ગામ સારૂં શોભે છે. એમાં એક દામજી મેઘજી ગૂ. શાળા છે; મોથાળો, વસ્તી ૨,૬૧૨, એ નદીથી ઘણું ખરૂં ચારેમેર ઘેરાવાથી ચોમાસામાં ટાપુ જેવું થઈ રહે છે. અહીં એક ગૂ. નિશાળ છે; સાંધાણ, વસ્તી ૧,૭૫૬, સિંધનો અમીર ગુલામશાહ સં. ૧૮૧૯માં ઝારાની લડાઇ જીતી તેરા, કોઠારા, વિગેરે મારી મોટો દંડ લઇ અહીં આવ્યો હતો, તેને અહીંના જાડેજાઓએ મારી હઠાવ્યો હતો; વિંઝાણ, વસ્તી ૨,૦૧૭ એમાં બાગ તથા વાડીઓ સારી છે, તથા શેઠ ગોકળદાસ તે. વિદ્યાલય, અને એક કન્યાશાળા છે. ઝારાની લડાઇમાં અહીંના ગામધણીએ મોટી બહાદુરી કરી હતી, ડૂમરો, વસ્તી ૧,૫૯૮, ઉપલા ગામોમાં અકેકી ગૂજરાતી નિશાળ છે; વિંઝા અહીં આખા તાલુકાના ઈનસાફ સારૂ પહેલા વર્ગની દિવાની તથા ફોજદારી અદાલત અને એક નિશાળ તથા બાર્ટન ધર્મશાળા છે. વાળાપદ્ધર અહિં એક નિશાળ છે.

**ધર્મની જગા**—અબડા પીરની જગ્યા રામપરમાં છે, ત્યાં મોટો મેળો ભરાયછે, એણે અલ્લાઉદ્દિન ખિલજીની ફોજ સાથે લડી સિંધની સૂમરીઓને બચાવી, તથા કચ્છનો એ ભાગ બચાવ્યો, તેથી અબડાસા નામ પડ્યું. મુઆપછી તે પીર થયો ને સુમરીઓને બચાવી તેથી **શર્ણાધાર** કહેવાયો, તેરા પાસે માતંગનો મેળો થાયછે. તેરામાં ખટાઉ મકનજીની બંધાવેલી હવેલી અને સૈયદ મહંમદની મસીદ જોવા જેવાં છે. સુમરાસરને સામે કાંઠે સગવડવાળી સુંદર ધર્મશાળા છે. નળીઆમાં એક નરસિનાથાનું, બીજું શાંતિનાથનું ભારમલ તેજશીનું, અને ત્રીજું હીરજી નરસિનું બંધાવેલું મળી " વીર વસઈ " નાં દેરાં છે. કોઠારામાં મુખ્ય દેરૂં શાંતિનાથનું શિવજી નેણસિ, વેલજી માલુ, અને કેશવજી નાયકે ચાર લાખ રૂપિઆ ખરચી ઘણુંજ સરસ બંધાવેલું છે. સાંધાણમાં સોનેરી કામનું માંડણ તેજસિનું શાંતિનાથજીનું ઉમદા દેરૂ છે, તથા એક જંગી ધર્મશાળા સર્વ જાતોના સારા માણસો અને બાવા ફકીરોને ઉતરવા તથા એક મસીદ મેમણ ઈબ્રાહીમ નુરાણીએ બંધાવી છે. સુથરીમાં શ્રાવકોનું ગીરીત કલોલજીનું દેરૂં તથા ધર્મશાળાઓ છે. વિંઝાણમાં વિંધ્યાવાસની માતાનું સ્થાનક જાણીતું છે.

## નખત્રાણા થાણું.

**સીમા.**—પૂર્વે ભૂજ તાલુકો, દક્ષિણે માંડવી તથા અબડાસા તાલુકો, પશ્ચિમે લખપત થાણું, અને ઉત્તરે રણ આવેલું છે. એ અસલનાં માક અને પાવર પરગણાંમાંથી મુખ્ય કરીને કીધું છે. એનું ક્ષેત્રફળ અબડાસામાં ભેળવેલું છે. એમાં ગામ ૧૨૭, વસ્તી ૪૬,૫૯૮, ને નિશાળ ૯ છે.

**ડુંગર તથા નદીઓ.**--એ થાણાની દક્ષિણ હદે બે ધાર છે, તેનાં જૂદે જૂદે ઠેકાણે જૂદાં જૂદાં નામ છે, જેમ કે ખટલો, હાથડીઓ, વેહાર ઇત્યાદિ બીજા છૂટક ડુંગરો છે, જેમ કે ધીણોધર, નનામો, ધ્રબવો, રોઝલો, કોરીકૂબો, અને ચિત્રાણાનો કેટલોક ભાગ. નનામાની ઉંચાઇ ૧,૪૨૪ ફૂ૦ હોવાથી વહાણવટીને દરિઆમાંથી જોવાને ઉપયોગી છે. નદીઓમાં ભૂખી એ વિથોણીઆમાંથી નીસરી ધોણોધર પાસે થઇ,રણમાં પડે છે, એને ભીમસર પાસે ભાડઈ અને વંગ પાસે ઝલાઈ કહે છે; નીરોળાવાળી રોઝલા આગળ મોરગર પાસેથી નીકળી નીરોણા આગળ રણમાં પડે છે; ધુડૂડ ગુંથળી પાસે થઇ છારી આગળ રણમાં પડે છે; નેત્રાવાળો છેલો નેત્રા પાસેના ડુંગરમાંથી નીકળી ગજણસર આગળ થઇને રણમાં પડે છે.

**જમીન તથા પેદાસ.**—આ થાણાની જમીન દક્ષિણે ડુંગરાળી અને ઉત્તરે રેતાળ છે; પણ એમાં પાણી મીઠાં છે, તેથી તથા ખેડૂતની મહેનતને લીધે ઉપજ સારી થાયછે. બાજરો, ઘઉં, મગ, મઠ, છાસટીઓ, રૂ, બંટી, અને ચિણો થાયછે.

**મુખ્ય ગામ.**—નખત્રાણું, વસ્તી ૨,૪૭૪, અહીં વાડીઓ ઘણી છે તથા બીજાં ફળો સાથે આંબા બહુ થાય છે. અત્રે એક થાણદાર તથા એક ફોજદાર રહેછે અને એક નિશાળ છે; મજલ, વસ્તી ૧,૯૬૪, સુમરીરોહા, વસ્તી ૧,૧૧૪, એ ગામ એક ઊંચા ડુંગર ઉપર કિલ્લામાં છે. કિલ્લામાં ટાંકાં સંકટ સમે ઉપયોગ સારૂ બાંધેલાં છે. એ ડુંગરી કિલ્લા પરથી ચારે મેર

ડુંગરો, ખીણો, દૂરની વાડીઓ, અને ગામોનો દેખાવ રમણીય લાગે છે; અહીં મુસાફર સારૂ નળીઆના હીરજી ભાણજીએ મોટી ધર્મશાળા બંધાવી છે. નેત્રા વસ્તી ૧,૫૨૫; ખોંભડી મોટી વસ્તી, ૧,૩૦૩; बिब्बर, વસ્તી ૧,૨૦૭, અહીં ખેતસિ શિવજીની ધર્મશાળા છે. मंगवाणूं, તથા ખોંભડીમાં એક એક નિશાળ છે. निरोणा, વસ્તી ૧,૪૪૩; અહીં ભાટીઅણ કલ્યાણબાઈની ધર્મશાળા છે; अंगीओ, विराणी, અહીં એક એક નિશાળ છે; कोटडो, વસ્તી ૧,૩૨૫, અહીં એક ગામઠી નિશાળ છે.

ડુંગરી કિલ્લા--सुमरीरोहा, खोंभडी, नखत्राणुं, वीराणी विंगोडो, कादीआय, વિગેરે.

धर्मनी जगा तथा जूनी हकीकत—કક્કડ ભિટમાં इस्मालशा पीरनी, ધીણોધરમાં धोरमनाथनी, અને ભડલીમાં गरीब नाथनी, જગા છે. ઓરીરામાં મીયાં તમાચી, કક્કડ ભિટપર जखના મોટા યડા છે તેનો દર વરસે ભાદરવાના બીજા સોમવારે મોટો મેળો તથા બજાર ભરાય છે ત્યાં આસરે દસથી વીશ હજાર માણસો આવે છે. આસરે ૭૦૦ વરસ ઉપર પૂંવરા નામે કચ્છના લાખા ફૂલાણીના ભત્રીજાએ એક ગઢ, સુંદર મેડી, અને મહાદેવનું દેવળ બંધાવ્યું હતું તેના ખંડેર હજુ મજલ અને કક્કડ ભિટથી અર્ધ ગાઉએ છે. તેને પરદેશી રૂમી લોકોએ મારી લોકોપરનો જુલમ મટાડયો તેથી તેઓ દેવતાઈ જખ લોકો હતા એમ માની લોકો તેમનો ઘોડેસ્વાર જેવી મૂર્તિ કરી આખા કચ્છમાં પુજે છે. પાંચસો વર્ષપર ધોરમનાથ નામે એક જોગીએ બાર વર્ષ તપ કરયું હતું., અને જયારે તેણે આંખ ઉઘાડી ત્યારે ઉત્તર તરફનો દરિઆ સુકાઈ રણ થઈ ગયું એવું કહેછે. ધીણોધરમાં એના ચેલામાંથી એક પીર તરીકે મનાય છે. એ જગ્યા નીચે કેટલાંએક ગામો છે. તેમાંથી અભ્યાગત તથા ગરીબ લોકોને પોતાના ગુરૂએ ચલાવેલા પરમાર્થ ધર્મ માર્ગ પ્રમાણે બે વખત ખાવાનું આપે છે, ૧,૨૬૮ ફૂટની ઉચાઈના ડુંગર ઉપર શેઠ સુંદરજી શિવજીએ ધોરમનાથનું દેરૂં બંધાવેલું છે.

नखत्राणा—( આ થાણામાં ગુંથળીના એક ઘણા જૂના ગઢના ખંડેર છે, ત્યાં સં૦ ૧૨૨૫ ને આસરે સાતસાંધ નામે વાઘેલા રાજ કરતા હતા, તેમને સિંધના મોડ અને મનાઈ નામે બે સમા રજપુતોએ

આવી દમાભી મારી, પોતાનું રાજ સ્થાપ્યું, ત્યારથી કચ્છમાં સમા અને તેમના વંશજ જાડેજાનું રાજ થયું.)

## લખપત થાણું.

**સીમા.**—પૂર્વે અબડાસો અને નખત્રાણા થાણું, ઉત્તરે રણ, પશ્ચિમે કોરી, અને દક્ષિણે અરબ્બી સમુદ્ર છે. એ મુખ્યત્વે કરીને જૂનાં કુંડ અને ગરડો ભેળીને કરેલો છે. એનું ક્ષેત્રફળ ૮૧૦ ચો. મૈલ છે. એમાં ૧૦૯ ગામ તથા વસ્તી ૧૭,૯૫૮, માણસની છે, અને નિશાળો ૩ છે.

**ડુંગર તથા નદીઓ.**—ડુંગરની એક ધાર એ થાણામાં છે તે સાંધોડ, ચામરા, મકડાની રખાલ, ના નામોથી જૂદે જૂદે ઠેકાણે ઓળખાય છે. સિવાય નાની ટેકરીઓ ઘણી છે. ફલીવાળી નદી આસાલડીની ધારમાંથી નીકલી, મુવારીઆગળ જખૌની ખાડીમાં પડે છે, કાળી નદી પાણંધ્રોની ધારમાંથી નીકળી છેર આગળ થઇ કોરીમાં પડે છે.

**જમીન તથા પેદાસ.**—આ થાણામાં વરસાદની ઘણી ટાંચ રહેછે. જમીન ઘણું કરીને ખારી તેથી કૂવા ખોદાવતાં નીચેથી પાણી ખારૂં નીકળે છે, એટલે વાડીઓ થઇ શકતી નથી. વચલા ભાગની જમીન ડુંગરાળી ને કાંઠાની સારી છે, પણ હવાની ભીનાશને લીધે તેમાં રેચ બહુ રહેછે તેને લોકો સૂધારી જાણતા નથી તેથી ગામો ઘણી વસ્તીવાળાં થતા નથી, માટે લોકો ઘણો ખરો ઢોર ચારવાનો ધંધો કરેછે. વરસાદ ન હોય તો તેઓ આસપાસના પરગણામાં અથવા સિંધ તરફ જતા રહેછે. કચ્છનું સાધારણ ધાન્ય, રૂ, તેલનાં બીજ, વિગેરે પાકેછે. માતાના મઢ આગળ ફટકડી, સૂરોખાર, ગંધક, તથા લોઢાની કાચી ધાતુ, હીરાખાણીને આશાપુરી ધૂપ નીકળે છે; ઘંટીના પથ્થર, ઠેકાણે ઠેકાણે લોઢું, કાચો, ગેરૂ, ચીનાઇ વાસણના બરની માટી, અને ચાક, એ ઘણું ખરૂં મુંબઇ ચઢેછે. પાણંધ્રોપાસે ઉત્તમ જાતના વદના લોઢાંની એક ઉપધાતુ, અને

કોરી પાસે તાંબાની ઉપધાતુ નીકળતી, મીઠું પણ રણમાં અને ખાડીઓને કિનારે બહુ થાય છે.

**મુખ્ય ગામ**—लखपत बंदर, વસ્તી ૧,૧૪૨, જમાદાર ફતેમહંમદે પરદેશી હુમલા અટકાવવા તથા સિંધ જીતી લેવા સં. ૧૮૫૭માં એક જબરો કિલ્લો બંધાવી એ શહેર વસાવ્યું તે વેપાર અને વસ્તીમાં વધી ગયું હતું, પરંતુ બંધથી તથા, ધરતી ઉંચી થઇ જતાં કોરીનું મીઠું પાણી આવતું બંધ થયું, તેથી તે ઉજડ જેવું થઈ ગયું છે. અહીં એક થાણદાર, એક ફોજદાર, અને ગૂ. નિશાળ છે અહીં ખાખ ચોક, દેવળો, તળાવ, અને તેપરની ઝાડી રમણીય લાગે છે, તેમજ ગોસમહંમદનો કુઓ ઉંચી કારીગરી માટે જોવા જેવો છે. माताजीनो मढ, અહીં આશાપુરાનું ઘણું જૂનું મંદિર પ્રથમ જામ ફૂલના કારભારી અજા અને અણગોરે આસરે ૭૦૦ વરસપર બંધાવેલું, તે ધરતીકંપથી પડી જતાં શેઠ સુંદરજી તથા જેઠા શિવજી તથા મહેતા વલ્લભજી રાજારામે સં. ૧૮૮૦માં ફરી બંધાવ્યું. नारणसर, વસ્તી ૯૬૦, એ પુરાતન તીર્થની જગ્યા છે, ત્યાં સારાં સારાં દેવળો બાંધેલાં છે. અહીં એક ગૂ. નિશાળ, બ્રહ્મચારી કરસનદાસ ડિસ્પેન્સરી, અને કરસનદાસ લાયબ્રેરી અને સંસ્કૃત શાળા છે. **કોટેશ્વર** એ પણ નારણસર જેવુંજ પવિત્ર અને પુરાતન તીર્થનું ધામ અને બંદર છે, જયાંથી લખપતનો માલ ઉતરે ચઢે છે. એ સિવાય पिप्पर, गूअर, बेर-मोटी, वाईयोर, અને ઘોલાઈ એ નાનાં ગામો છે. સિંધથી પ્રથમ જે મોડ આવ્યો તેના ને મનાયના વંશજ આ પરગણામાં રહે છે. જામ હુભાનો સં. ૧૬૧૨ નો પાળીઓ પિપ્પરમાં, અને જામ મોડનો કૂઓ ઘોલાઇમાં મોડસર તળાવને કાંઠે છે.

जूनी हकीकत तथा धर्मनी जगा—( આ થાણામાં રાવ શ્રી ગોડજીના વખતમાં સિંધના અમીર ગુલામશાહની ફોજસાથે કચ્છની ફો-

જને ઝારા પાસે મોટી લડાઈ થઈ હતી, તેમાં અમીરની જીત થઈ; પણ પાછળથી અમીર સાંધાણ આગળ માર ખાઈ ગયો હતો. પાછો હુમલો કર્યો ત્યારે સમજાવી પાછો વાળ્યો, પણ કોરીનું મીઠું પાણી રણમાં આવતું તે તેણે સિંધમાં અલ્લીબંદર પાસે બંધ બંધાવી કચ્છમાં આવતું અટકાવ્યું, એથી દરબારની ચોખાની પેદાસ ૮ લાખ કોરીની ગઈ. ગરડામાં વાઘમ ચાવડો પાટગઢ આગળ રાજ કરતો હતો. મોડે તેને સિંધથી આવી મારી સમાનું રાજ પહેલાં લખપત અને નરા વચ્ચે સ્થાપ્યું. ગુંથળી અને પાટગઢના હાલ માત્ર ટીંબા તથા ખંડેર છે. )

નારાયણસર અને કોટેશ્વર એ કચ્છમાં સૌથી પુરાતન, પવિત્ર, અને પ્રખ્યાત તીર્થનાં સ્થાનો છે., તે વિષે મહાભારતમાં તથા શ્રીમદ્ભાગવત વગેરે પુરાણમાં પણ જણાવેલું છે. કોટેશ્વરનું દેવળ જૂનું હતું તેને ફરીથી પિપ્પર ઘોલાઈના કેર જામે ઘણા કાળ ઉપર બંધાવેલું, તે ધ્વંસમાં પડી જતાં બ્રહ્મક્ષત્રી શેઠ સુંદરજી શિવજીએ સં. ૧૮૭૭ માં દેવળનો ગઢ, ડેલી, કોટેશ્વરજીનાં તથા કલ્યાણરાયનાં દેવળો તથા પીરની મેડી, બેઠક, કોઠાર વિગેરે મોટો ખર્ચ કરી બંધાવ્યાં. કોટેશ્વરનું દેવળ બહુ ઉંચુ છે ને વહાણવટીને દરિઆમાંથી નિશાની દાખલ જોવાને ઉપયોગી થઈ પડે છે. નારણગરે અસલ તળાવની પાળ બંધાવી તેના ઉપર આદિનારાયણની સ્થાપના કરી જગ્યાનો ઠાઠ વધાર્યો, પુજારી કોટેશ્વરના પીરને નામે ઓળખાય છે. મુળ કોટેશ્વર દેવસ્થાન, અને ત્યાં જે ગયા કુંડ છે તે મોટું તીર્થ હતું અને નારાયણસર માત્ર તીર્થનું સ્થાન હતું. પણ સં. ૧૭૯૨ મા રાવ શ્રી દેશળજીનાં વાઘેલી રાણી બાઈશ્રી બાઈ રાજબાએ બેટ દ્વારકાની જાત્રા જઈ આવ્યા પછી ત્યાંના જેવાં લક્ષ્મીનારાયણ અને ત્રીકમરાયનાં મંદિર નારાયણસરમાં ચણાવ્યાં. કોટેશ્વરમાં ઘણાં મંદિરો છે, જેવાં કે ચપળેશ્વર, શરણેશ્વર, સમુદ્રમાં ગયાકુંડ પાસે કનકેશ્વર ( જગદાદો ), રૂપેશ્વર, કમળાદેવી, હીંગળાજ, ને ભદ્રકાળીનાં દેવળો, તથા સૂરજ કુંડ અને રામકુંડ છે. નારાયણસરમાં ત્રીકમરાય, લક્ષ્મીનારાયણ, આદિનારાયણ, સિવાય ગોરધનનાથ, દ્વારકાનાથ, લક્ષ્મીજી, કુંવરકલ્યાણરાય, ભવેશ્વર, મહાપ્રભુજીની બેઠક, રામચંદ્રજીનું, પલ્લીવાળ ચાંપશીનું, રામનાથનું, વિગેરે ઘણાં મંદિરો સ્વામિ વાસુદેવની બંધાવેલી બ્રહ્મપુરી, નારાયણસર તલાવ, સિતાવાવડી, અને રામકુવો છે. અહીં કાર્તિક શુદિ ૧૫ તથા ચૈત્ર શુદિ ૧૫ ની યાત્રા ભરાય છે, ત્યારે કચ્છ તથા બીજે દેશાવરથી આસરે ૧૦,૦૦૦ માણસો આવે છે. કંડમાં એક રામવાડા નામનું સુશોભિત વન છે ત્યાં સુંદરજી શિવજીનું બંધાવેલું દેવળ છે, નારાયણસર જતાં ખાડીમાં ચિખલ થાય છે તે ઉપર મુંબઈના ગોકળદાસ લીલાધર પાતસાએ મોટો પુલ બંધાવ્યો છે. નારાયણસર જતાં જંગલમાં રાખડી નદી ઉપર હીરજી ચાચાએ એક વિશાળ ધર્મશાળા અને મોટી સેલોર વાવ બંધાવી છે.

માતાજીના મઢમાં આશાપુરાનું મંદિર, તથા ચાચરા કુંડ, અને ચાચરા માતાનું તથા હીંગળાજનું મંદિર છે. મઢ, અહીં નવરાત્રનો મોટો મેળો ભરાય છે. અહીંનો પુજારી राजा ને નામે ઓળખાય છે. ઉપરાંત અહીં કરાકાસમનો મોટો મેળો થાય છે.

---

## पर इलाकामां कच्छनां मुख्य गामो, हक्को विगेरे.

કાઠીઆવાડમાનાં ઓખામાં કચ્છીગઢ, હાલારમાં ઝિંઝોડાનું બંદર જોડીઆ બંદરમાં હકકો, મચ્છુ કાંઠામાં વવાણીઆનું બંદર (એ ખાલસાનાં), ને (ભાઇયાતી લાકડીઆનું) ગાળા. સિંધમાં કોટડી તથા બરનાબંદર ટીં૰ છે.

પાલનપુર એજેન્સીમાં ભાઇયાતી ગામો તથા હકકો. સાંતલપુર, આડેસર ને સણુવનાં અર્ધાઅર્ધ, વઉવા, ધડસઇ, કલ્યાણપર એ આંડેસર એકલાનાં, અને બાબરા, પર, આરણકુ એમાં હકુમત ને વેરો આડેસરનો ને બુરા ભાગમાં ગરાસીઆની પાંતી, વઉવા, રણમલપર, માણસમુ, અને દાતરાણ એ સણુવાનાં છે, પણ વઉવામાં એની માત્ર પાંતીજ છે.

## कच्छना डुंगरोनी समुद्रनी सपाटीथी उंचाई,

| | | | | | |
|---|---|---|---|---|---|
| કાળો | ૧૪૩૭ | રોઝસો | ૧૦૬૨ | રોહા | ૮૭૧ |
| નનામો | ૧૪૨૪ | કરગરીઓ | ૧૦૫૫ | ધોળો | ૭૧૪ |
| ધીણોધર | ૧૨૬૮ | વેહાર | ૧૦૧૨ | હાથડીઓ | ૬૫૩ |
| ખાત્રોડ | ૧૪૨૧ | ચાડવા રખાલ | ૫૯૪ | જૂરણ | ૬૨૩ |
| રાજલો | ૧૧૪૧ | હબાયમાં ઓલાડી | ૭૭૪ | ચિત્રાણો | ૬૧૨ |
| ધ્રબવો | ૧૧૩૩ | ચાડવા | ૫૬૧ | ભૂજીઓ | ૫૦૦ |
| હબાય | ૧૧૨૬ | કોરી કૂબો | ૯૨૪ | ચિત્રોડના ડુંગર | ૪૮૯ |
| વારાર | ૧૧૨૫ | ઝારો | ૮૯૩ | કંથકોટના " | ૪૬૨ |

તરફથી મજકુર ગ્રંથકર્ત્તાનો ઉપકાર માનતાં હમો તેમની ફતેહ ઈચ્છી બીજા એવાજ ગ્રંથો પ્રગટ થવાની તેમના તરફથી આશા રાખીએ છીએ. આ પુસ્તકમાં ગ્રંથકર્ત્તાએ માત્ર ભાષાંતર કરવામાંજ પોતાની નામના કરી નથી; પણ પોતાનું ભાષા સંબંધી ઉમદા જ્ઞાન બતાવવા ઉપરાંત તવારીખ અને ભૂગોળ સંબંધી સંગીન અભ્યાસ દર્શાવવા જોડે પોતાની જાતી તપાસ અને બહોળા વાચનનો અચ્છો સમાવેશ કર્યો છે, અને આ જગડૂ ચરિત્રના પુસ્તકને વધુ ઉપયોગી કરવામાં કશી બાકાત રાખી નથી. તેમ કરી એક ગ્રંથકર્ત્તા પિતાના બેટા તરીકે તેવણે પોતાને એક અચ્છા ગ્રંથકર્ત્તા સિદ્ધ કરી દેખાડયા છે.

**ગુજરાતી:**—ભાષાંતરના અંતમાં મી. (મગનલાલ) ખખ્ખરની નોટ છે તે ઇતિહાસને ઘણી અનુકૂળ અને વાંચવા જોગ છે. ભાષાંતર સરળ ભાષામાં છે. મી. ખખ્ખરનો **પહેલો પણ ઉપયોગી** ગ્રંથ વાંચવા જેવો છે. **ગુજરાતની લાઈબ્રરીઓ આવા ગ્રંથ વગર અપૂર્ણ** ગણાય.

**બુદ્ધિપ્રકાશ**—રા. સા. ખખ્ખર જ્યારે કચ્છમાં એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હતા ત્યારે તેમને આ પુસ્તકની એક પ્રત મળી હતી અને તે તેમણે દાકતર બુલરને બતાવી હતી. ડૉ. બુલરે એક નાનું ચોપાનીઉ છપાવી એ વાર્તાને સંક્ષેપમાં પણ ઉપયોગિતાને સ્વરૂપે પોતાની નોટ સાથે છપાવી હતી; પરંતુ તે અપૂર્ણ હોવાથી રા. સા. ના પુત્રે જાણવાને ઇચ્છનારની ઉમેદ પૂરી કરી છે. પુસ્તક એકંદર **ઘણુંજ સારૂં** છે. એમાંથી તે કાળનું સ્વરૂપ સમજાય છે એટલુંજ નહીં, પણ ઈતિહાસના જાણનારાઓને તેમાંથી ઘણી વાતો નવી મળી શકેછે.

**કચ્છ સમાચાર**— આ ગ્રંથ **દરેકને વાંચવા**

**લાયક**, ભાષાંતર સરળ, તથા **શ્રીમંતોને તો શીખામણ** લેવા લાયક છે. **અને** રા. મગનલાલ આ પ્રથમ પ્રયાસમાં ફતેહમંદ નીવડયા જોઈ અમો ખુશી થયા છીએ.

**અખબારે સોદાગર**—મી. મગનલાલ દલપતરામ ખખ્ખર જુવાન વયના હોવા છતાં શોધક બુદ્ધિના અને ખંતીલા સ્વભાવના છે તે આ ગ્રંથપર લીધેલી **મહેનતપરથી** જણાઇ આવે છે. મી. ખખ્ખરને થોડો શ્રમ પડયો નહીં હોય. આ ગ્રંથ હિંદુઓએ સાધારણ રીતે **વાંચવા લાયક** છે, પણ શ્રાવકોએ તો એ ગ્રંથનો **ખાસ અભ્યાસ કરવો** ઘટે છે. એ રીતે એક વિદ્વાન પિતાના સુશિક્ષિત પુત્ર મી. મગનલાલ દ. ખખ્ખરે ફતેહમંદીથી ગ્રંથકાર લેખેની કારકીરદી શરૂ કરી છે. જૈન કોમમાં એ ગ્રંથ **ઘેરેઘેર વંચાવો જોઇએ** અને **લાયબ્રેરીમાં** તેને **જરૂર જગા મળવીજ જોઇએ**.

**આર્યધર્મપ્રકાશ**—ભાષાન્તર કર્ત્તાએ તેનો ઉત્તમતામાં વધારો કરવા માટે ઘણો શ્રમ લીધેલો જણાય છે. ઉપોદ્દ્ઘાત પણ કર્ત્તાની **સાક્ષરતાના પ્રદર્શનનનો પુરતો નમુનો છે.** રા. મગનલાલે આ ગ્રંથ રચવામાં બેશક સારો શ્રમ લીધો છે. આ ગ્રંથથી ગુજરાતી ભાષાના સાહિત્યમાં ઘણી સારી રીતે **ખોટ પુરી પડેલી છે.**

**વિદ્યાર્ક**—ગુજરાતી ભાષામાં આવા ગ્રંથોની પણ પૂરી ખોટ છે ને આ એક રચીને રા. મગનલાલે તે પૂરી પાડી છે. તે માટે તેમને ધન્યવાદ બેશક ઘટે છે. **આવા ઉત્તમ પ્રતિના ગ્રંથ ઘણા થોડા લખાય છે** ને તેમાં આ પણ આવી શકે છે, છતાં તેની કિમ્મત રૂપીઓ એક રાખી છે.

**બંગબાસી** (કલકત્તાનું પ્રસિદ્ધ પત્ર)—તેણે પણ સારી પ્રશંસા કરી છે.

રા. રા. રતિરામ દુર્ગારામ દવે-બી-એ.—(ઇંગ્રેજી ઉપરથી). મારી ધારણા કરતાં પુસ્તક ઘણુંજ સારૂં થયું. ઐતિહાસિક ટીકાઓ વાંચવાથી તથા તેનો અભ્યાસ કરવાથી મને ઘણોજ લાભ થયો છે.

રા.બ. દુલ્લભજી ધરમશી વેદ, પાલનપુરના દીવાન સાહેબ (ઇંગ્રેજી ઉપરથી)—એ ઘણોજ સુંદર ને રસિક ગ્રંથ છે, ભાષાંતર તદ્દન મૂળપદાનુસારી ને શુદ્ધ ગુજરાતી ભાષામાં લખાયું છે. મુળ સંસ્કૃત પણ બરાબર રીતે આપેલું છે. એકંદરે એક લાયક પિતાના લાયક પુત્રે અગર વિદ્વાન પિતાના વિદ્વાન પુત્રે વખાણવા લાયક પુસ્તક બહાર પાડયું છે.

ખા. સા. કે. આર. નાનજીઆણી, બી. એ. ડે. એ. ઈન્સ્પેકટર રેવાકાંઠા—મેં તમારૂં પુસ્તક વાંચ્યું છે અને તે મને રસિક માલમ પડયું છે.

## શેઠ વરજીવનદાસ માધવદાસનું સંક્ષિપ્ત જીવન ચરિત.

કિમ્મત રૂ. ૦॥।

### થોડાક અભિપ્રાયો

દીવાનબહાદુર મણીભાઇ જશભાઈ—શેઠસાહેબ વરજીવનદાસનો માહરે જાજો પરિચય છે અને તેમની પ્રશંસામાં આપે જે દર્શાવ્યું છે તે યથાર્થ છે. તેમની જીંદગીના હેવાલથી ઘણી શિક્ષા મળે છે. ભાષા સરળ અને વિષય ઠીક રીતે જણાવ્યો છે. આવાં શીખામણ આપે એવા ચરિત્ર પ્રસિદ્ધ કરવાની આપની હોંસ સ્તુતિપાત્ર છે.

સત્યમિત્ર—એમાં એ શેઠના સર્વ સદ્‌ગુણ અને

નાનપણથી અત્યાર સુધીની તેમની કારકીરદી ઠીક **વર્ણવી** બતાવી છે.

**કચ્છ સમાચાર**—એવા દેશની દાઝ જાણનાર નરનું જીવન ચરિત્ર લખવા માટે રા. સા. દલપતરામ પ્રા. ખખ્ખરે લીધેલો શ્રમ વખાણવા જોગ છે.

**અકબારે સોદાગર**— આવા લાયક પુરૂષનું જન્મ-ચરિત્ર બહાર પાડવામાં તેના પ્રગટ કરનારે હિન્દુ કોમની અને બીજા પૈસાદાર ગૃહસ્થોની **એક લાયક સેવા બજાવી છે.**

**બુદ્ધિપ્રકાશ**— આ પુસ્તક શુદ્ધ અને સરળ ભાષામાં લખાયલું છે. **શેઠનું** જીવન ચરિત્ર અનુકરણ કરવા લાયક છે ને **લેખકનો શ્રમ સ્તુત્ય** છે.

**રા. રા. વિઠલજી કેશવજી** હવે કચ્છના એજ્યુકેશનલ ઇન્સપેક્ટર સાહેબ-(ઇંગ્રેજી પત્ર ઉપરથી)—મી. વરજીવન-દાસનું ચરિત્ર ઘણાજ રસથી મેં વાચ્યું ને તે ઉપરથી જાણીને હું ઘણો જ ખુશી થાઉં છું કે જે બુદ્ધિબળ તથા માનસિક શક્તિ તમારા આગલા ગ્રંથોમાં પ્રસિદ્ધ છે તેવીજ શક્તિ **આટલી** વૃદ્ધાવસ્થામાં હજુ સુધી તમારામાં ટકી રહી છે. તમારા જેવા કેળવાયલા મનના તથા ગુણદોષવિદ્ ગુજ જાણનાર લેખક મળવાથી મી. વરજીવનદાસને ધન્યવાદ આપવો ઘટેછે.

સને ૧૮૯૫ ના **સરકારી રિપોર્ટ ઓન નેટીવ પબ્લીકેશન્સ** ઉપરથી—મૂળજીવન ચરિત્રોમાં શેઠ દામોદર ઠાકરસી તથા શેઠ વરજીવનદાસ માધવદાસનાં જીવન ચરિત્ર **વખાણને પાત્ર** છે. એ બન્ને મુંબઇના બે પ્રખ્યાત વેપારીના ચરિત સારાં લખાયલાં છે, ને જે ધંધા રોજગારમાં આબાદ થવા ઇચ્છે છે તેને **બોધદાયક** છે.